વિશ્વદર્શન વાર્તામાળા—૫

# લાલારૂખ અને બીજી વાતો




: અનુવાદક :

રમણિક કિશનલાલ મહેતા





શ્રી પ્રકાશન મન્દિર

વિ. સં. ૨૦૦૧ અમદાવાદ ઇ. સ. ૧૯૪૫

# બે બોલ

રાષ્ટ્રભાષામાંથી ઝીલેલી અને ગુજરાતનાં અગ્રગણ્ય સામયિકો નવચેતન, ઉર્મિ, લોકવાણી, પ્રભાત વગેરેમાં પ્રકટ થઈ ગયેલી નવલિકાઓને એકત્ર કરી અહીં પુસ્તકાકારે રજૂ કરી છે.

વાર્તાઓના મૂળલેખકોનો તેમજ અત્યારના કપરા સંજોગોમાં યે એને પુસ્તક રૂપે પ્રકટ કરવાનું સાહસ કરવા બદલ મ્હારા મિત્ર અને શ્રી પ્રકાશન મન્દિરના સંચાલક ભાઈ જયંતિલાલ જેઠાલાલ શાહનો હું આભારી છું.

૨૧૪, ગુસાપારેખની પોળ
અમદાવાદ. ૨૯-૬-૪૫. } રમણિક કિશનલાલ મહેતા

## આ જ લેખકનાં બીજાં પુસ્તકો

| | | |
|---|---|---|
| મધુબંસી | (રાસ ગીતો) | ચાર આના |
| પાષાણી (સ્વ દ્વિજેન્દ્ર રૅાયનું નાટક) | | સવા રૂપિયો |
| સ્વપ્નની છાયા | (નવલિકાઓ) | સવા રૂપિયો |
| તરંગિણી | ,, | દસ આના |
| પતનના પંથે અને બીજી વાતો | ,, | ૭ આના |
| ભારત વીર | (નવલકથા) | આઠ આના |
| રાજ્યશ્રી | (નાટક) | ૭ આના |
| બીલીપત્ર | (બાલ નાટકો) | બે આના |
| ઝાંઝરી | (બાલ ગીતો) | ૭ આના |

## સંપાદિત પુસ્તકો

| | | |
|---|---|---|
| કેકારવની પૂરવણી | (કલાપી) | આઠ આના |
| નારીહૃદય | ,, | દોઢ રૂપિયો |
| રાસમાલિની (અન્ય ચારના સહકારમાં) | | સવા રૂપિયો |

## હવે પછી પ્રકટ થશે

| | |
|---|---|
| ભિક્ષુરાજ અને બીજી વાતો | (નવલિકાઓ) |
| અશોકવન | (નાટિકાઓ) |
| વિષકન્યા | ,, |
| રજનીગન્ધા | (કાવ્યસંગ્રહ) |
| કમળફૂલ | (બાળ વાતો) |
| ગુલમોર | (બાળ ગીતો) |
| ઈન્દ્રનો અખાડો | (બાળ નાટકો) |
| બાલ કથાગીતો | |
| આન્તરપ્રાન્તીય લોકગીતો | |

# નિવેદન

વિશ્વદર્શન વાર્તામાળાના પ્રથમ વર્ષનું આ પાંચમું અને છેલ્લું પુસ્તક છે.

વર્ષ દરમ્યાન બની શકે તેટલા સારા અને શિષ્ટ સાહિત્યનું વાંચન આપવાનો અમે નમ્ર પ્રયત્ન કર્યો છેઃ અને નક્કી કર્યા કરતાં વધારે પાનાનું વાંચન આપ્યું છે. કાચા પૂંઠાને બદલે બે પુસ્તકો પાકાં બાઈન્ડીંગમાં અને કવર જેકેટ સાથે આપ્યાં છે.

અત્યારના કપરા સંજોગો, ચાલુ મોંઘવારી અને છાપવાની તેમજ અનેક પ્રકારની બીજી મુશ્કેલીઓ જોતાં બીજા વર્ષથી ગ્રન્થમાળાના લવાજમમાં અમે રૂપિઆ એકનો નજીવો વધારો કર્યો છે. એટલે બીજા વર્ષથી લવાજમ રૂપિયા પાંચને બદલે છ લેવાશે. વર્ષ દરમ્યાન પ્રકટ થતાં બધાં પુસ્તકો પાકાં પૂંઠાના તેમજ કવર જેકેટ સાથે આપવામાં આવશે.

અમારા ગ્રાહકોએ વર્ષ દરમ્યાન જે સહકાર આપ્યો છે તે બદલ અમે ત્હેમના આભારી છીએ અને આશા રાખીએ છીએ કે તેઓ હવે પછીના વર્ષોમાં પણ પોતાનો પૂર્વવત્ સહકાર ચાલુ રાખશે. અમારી આ આશા વધારે પડતી નહિ ગણાય.

જયંતિલાલ શાહ.

## : અનુક્રમણિકા :







# લાલારૂખ

અને

# બીજી વાતો



એ દિવસોમાં કાશ્મીરનો અધિકાર બુખારિયાના બાદશાહને આધીન હતો; અને ભારતવર્ષમાં સમ્રાટ ઔરંગઝેબનું રાજ્ય ચાલતું હતું. બુખારિયાનો બાદશાહ વૃદ્ધ થયો હતો. તે ધાર્મિક પ્રવૃત્તિનો હતો એટલે તેણે મક્કા–મદીના જવાનું નક્કી કર્યું; પરંતુ ત્યાં જવું, અને જઈને ત્યાંથી પાછા આવવાનું કાર્ય સરલ ન હતું. યાત્રામાં બહુ સમય લાગે તેમ હતું અને અનેક પ્રકારની મુશ્કેલીઓ ઉઠાવવી પડે તેમ હતું. વૃદ્ધ બાદશાહને શંકા થઇ કે કદાચિત તે જીવિતાવસ્થામાં પાછો ન ફરી શકે. આથી તેણે પ્રયાણ કરતાં અગાઉ શાસનભાર પોતાના નવયુવક પુત્રના હાથમાં સોંપી દીધો.

રાજ્યપ્રબંધથી નિશ્ચિંત થયા બાદ યાત્રાની વ્યવસ્થા થઇ. દિલ્હી થઇને સુરત જવું, અને ત્યાંથી જહાજ દ્વારા મક્કા જવું એવો ક્રમ નક્કી કરવામાં આવ્યો. યાત્રાનો આરંભ થયો ને તે દિલ્હી પર્યંત સકુશલ સમાપ્ત થઈ. ઔરંગઝેબે બાદશાહના આગમનના

સમાચાર સાંભળ્યા. મુસલમાન બાદશાહોને પોતાના પક્ષમાં લેવાની ત્હેની ઈચ્છા હતી; અને તેથી બુખારિયાના બાદશાહનું સ્વાગત કરીને તે એને બતાવવા માગતો હતો કે ત્હેના દિલમાં બુખારિયા પ્રતિ કેટલો અને કેવો સદ્‌ભાવ હતો ! આથી ત્હેના આગમનના સમાચાર મળતાં જ ત્હેણે ત્હેના સ્વાગત માટે તડામાર તૈયારીઓ કરવા માંડી. ચારે તરફ દોડધામ થઇ રહી. અતિથિનો આદરસત્કાર, ઉતારો વગેરેની વ્યવસ્થા થવા માંડી. દરબાર સજાવવાનો પ્રબંધ કરવામાં આવ્યો. જે વખતે બુખારિયાના બાદશાહે દિલ્હીમાં પ્રવેશ કર્યો, તે સમયે ત્હેણે દિલ્હીના સમ્રાટ પાસેથી આશા રાખી શકાય એવું બધું જોયું.

ઔરંગઝેબને અનેક શાહજાદીઓ હતી; પરંતુ એની સૌથી ન્હાની પુત્રી લાલારૂખનું નામ ત્હેના અપૂર્વ સૌંદર્યને લીધે વિશેષ પ્રસિદ્ધ હતું. ત્હેનું રૂપ, ત્હેના શરીરનું સૌષ્ઠવ અને ત્હેના હાવભાવ–એ બધું યે ત્હેને સર્વસુંદરી રમણી બનાવવામાં સહાયક બન્યાં હતાં. નામ જેવા જ ત્હેનામાં ગુણ હતા. ઔરંગઝેબની પહેલાંનાં મુગલ બાદશાહો પોતાની શાહજાદીઓનાં લગ્ન કરતા નહોતા; પરંતુ ઔરંગઝેબે એ પ્રથાનો ભંગ કર્યો. સર્વ પ્રથમ ત્હેણે પોતાની પુત્રીઓનું નિયમાનુકૂળ લગ્ન કર્યું. લાલારૂખનું પણ કોઇની સાથે લગ્ન કરવાનું હતું. અને તેથી અનેક પુરુષો ત્હેને પોતાની સહચરી બનાવવાને આતુર બની રહ્યા હતા. બુખારિયાના બાદશાહે પણ લાલારૂખના સંબંધમાં ખૂબ ખૂબ સાંભળ્યું હતું: અને તે સાંભળ્યા પછી ત્હેને પોતાની પુત્રવધૂ બનાવવાનો ત્હેણે નિશ્ચય કરી લીધો.

‘ શું એ માગણી આપને મંજૂર છે ? ’ બુખારિયાના બાદશાહે ઔરંગઝેબને પૂછ્યું.

‘ અત્યંત પ્રસન્નતાપૂર્વક.’ ઔરંગઝેબે ઉત્તર આપ્યો. ત્હેને આનંદ થયો કે પોતાની શાહજાદીનું લગ્ન કોઇ સરદારની સાથે ન થતાં એક બાદશાહની સાથે થશે.

બુખારિયાના બાદશાહનું મુખમંડળ પ્રસન્નતાથી ખીલી ઉઠયું.

'શું આપના પુત્રને એ વાત પસંદ પડશે?' ઔરંગઝેબે થોડી વાર અટકીને પૂછ્યું.

'પસંદ પડશે? એ તો પોતાને ધન્ય સમજશે. લાલારૂખ જો ભારત સમ્રાટની શાહજાદી ન હોત તો પણ ત્હેને પ્રાપ્ત કરવામાં કોઇ પણ વ્યક્તિ પોતાને ભાગ્યશાળી માનત. હું મ્હારા પુત્રને આ સમાચાર મોકલાવું છું. તે તુર્તજ પોતાના કેટલાક સરદારોને અહીં મોકલશે અને લાલારૂખને અહીંથી કાશ્મીર લઈ જશે. મ્હારા માનવા પ્રમાણે લગ્ન ત્યાં કરવું એ જ યોગ્ય ગણાશે.'

'મ્હને બધું મંજૂર છે.' ઔરંગઝેબે એટલું કહીને લાલારૂખની સગાઇની ઘોષણા પોતાના દરબારમાં કરી.

૨

કાશ્મીરના રાજભુવનમાં એક ચિત્રશાળા હતી તેમાં અનેક દેશની રાજકુમારીઓનાં ચિત્રો લટકાવેલાં હતાં. એ ચિત્રશાળામાં સૌથી પ્રથમ ચિત્રની પાસે રાજકુમાર દિલ્હીથી આવેલ વ્યક્તિ સાથે ઊભો હતો.

'ત્હમારા મતાનુસાર શું લાલારૂખ સંસારની સર્વ સુંદર રમણી છે?' કુમારે પૂછ્યું.

'જી હા.'

'આ ત્હમે સાંભળેલી વાત કરો છો ને?'

'જી નહીં; આંખે જોયેલી.'

'ત્હમે લાલારૂખને જોઈ છે?'

'ફકત એકવારઃ અને મ્હારી ખાત્રી થઇ છે કે લોકો જે કહે છે તે સાચું કહે છે.'

રાજકુમાર થોડીવાર વિચારમાં પડયો અને પછી પ્રથમ ચિત્ર તરફ જોઇને કહ્યું: "આ ચિત્રને જરા ધ્યાનપૂર્વક જૂઓ!'

'જોયું, કુમાર!'

'એના વિષે ત્હમારો શો મત છે?'

'અત્યંત સુંદર છે!'

'લાલારૂખ એના કરતાં...?'

'લાલારૂખ સાથે આની તો સરખામણી પણ ન કરી શકાય. કુમાર! ત્હેની તુલના જ થઇ શકે તેમ નથી. ત્હેને યોગ્ય કોઇ ઉપમા પણ નથી.'

'અને પેલું–?' કુમારે બીજું ચિત્ર દાખવતાં કહ્યું: 'આ પણ નહીં?'

'ના, કુમાર!'

આ પ્રમાણે સમસ્ત ચિત્રશાળાનાં ચિત્રો પૂરાં થઇ ગયાં. સન્દેશવાહકની દૃષ્ટિમાં લાલારૂખ હજુ પણ સર્વોત્તમ સુંદરી હતી.

'હજુ પણ ત્હમારો એ અભિપ્રાય છે?'

'જી, હા.'

'એટલી સ્વરૂપસુન્દર રમણીનું ચિત્ર આજદિન સુધી કોઇપણ ચિત્રકાર લાવ્યો નથી એ જ આશ્ચર્યની વાત છે!'

'એમાં આશ્ચર્ય જેવું શું છે, કુમાર? લાલારૂખના સૌંદર્યની છટા આલેખી શકે એટલું સામર્થ્ય કયા ચિત્રકારની પીંછીમાં છે? એ તો પ્રકૃતિ જ આલેખી શકે; પરંતુ તેમાં યે લાલારૂખની પ્રતિમૂર્તિ આલેખવામાં તો તે ય સફળ તો ન જ થાય.'

'ત્હમે સાચું જ કહો છો. લાલારૂખ પોતે જ મ્હારી થવાની છે તો પછી ત્હેના ચિત્રની શી આવશ્યકતા છે? જાઓ, તૈયારી કરો. મ્હારા સરદાર આજે જ દિલ્હી પ્રતિ પ્રયાણ કરશે.'

૩

સખીઓથી ઘેરાયેલી લાલારૂખ પોતાના ઉદ્યાનમાં વિહાર કરી રહી હતી. ચારે તરફ અનેક પ્રકારનાં પુષ્પો પુર બ્હારમાં ખીલી

રહ્યાં હતાં. લાલારૂખ અને ત્હેની સખીઓનાં મુખમંડળ પણ એ પુષ્પો માફક વિકસિત હતાં. આજે લાલાનો જન્મદિવસ હતો. ઘણા વખત સુધી તે અબોધ શિશુની માફક સખીઓની સાથે ખેલતી રહી.

'બધા દિવસો સદા યે આવા જ વીતતા હોય તો કેવું સારું થાય?' લાલા એકાએક બોલી ઊઠી. ખેલતાં ખેલતાં હાસ્યવિનોદમાં કોણ જાણે શાથી યે એકાએક ત્હેના વિચાર બદલાઇ ગયા. ત્હેના મુખમાંથી એ કથનની સાથે જ એક ધીમો પણ ઊંડો નિશ્વાસ નીકળી પડ્યો.

સખીઓએ એ જોયું. ત્હેમનો હાસ્યવિનોદ પણ અટકી ગયો.

'આવા હર્ષના સમયે આમ કેમ, રાજકુમારી?' એક સખીએ પૂછ્યું.

'આ હર્ષનો અવસર જ કદાચ એક દિવસ વિષાદનું કારણ બની જાય! આ જીવન કેટલું બધું પરિવર્તનશીલ છે?'

'પરંતુ એ પરિવર્તન આપને માટે તો સુખકર જ હશે!'

'સુખકર હશે? ત્હમે એવું માનો છો?'

'શા માટે નહીં? ત્હમે એક બાદશાહની બેગમ બનવાને જવાનાં છો. એનાથી અધિક સુખની વાત બીજી શી હોઇ શકે?'

'બેગમ? સુખ? શું તું એમ જ સમજે છે કે બેગમ બન્યામાં જ સુખ છે? શું ત્હેના સિવાય બીજું કશું જ સુખ નથી? એક અણુજાણ વ્યક્તિની સાથે ભલે તે બાદશાહ પણ હોય—શું જીવન સુખથી વીતી શકે?' તે કાંઈક વિચારવા લાગી.

'સમ્રાટે જરૂર એમાં સૌનું શુભ જ વાંછ્યું હશે.'

'મ્હારું શુભ? નહીં! એક રાજકુમારીના લગ્નમાં એનું શુભ નહીં, પણ રાજ્યનું શુભ વાંચ્છાય છે. રાજ્યને ખાતર ત્હેનું જ્યાં ઇચ્છે ત્યાં બલિદાન આપી શકાય છે.'

ફરીથી તે વિચારમાં પડી. સખીઓ પણ મૌન જ રહી. વધારે બોલવું તે પણ એ વખતે યોગ્ય નહોતું. લાલાની સામે સિતાર પડી હતી. ધીરે ધીરે હેણે એ હાથમાં લીધી; અને હેની નાજુક કોમળ અંગુલિઓ એના તાર પર ફરવા લાગી.

'આયો બસન્ત ન આયો પિયા સજની!
કૂ-કૂ કરિ કોયલિયાં બોલત,
ખૂબ જરાવત મોર જિયા સજની!'

હજુ લાલાએ ગીત પૂરું પણ નહોતું કર્યું ત્યાં તો એક બાજુએથી આવતો મધુર સ્વર સંભળાયો—

'આયો બસન્ત પિયાહૂ આયો સજની!'

લાલાએ ગીત બંધ કર્યું, અને સ્વર આવતો હતો તે દિશા તરફ મીટ માંડી. એક નવયુવક અત્યંત તલ્લીનતાપૂર્વક ગાઇ રહ્યો હતો. હેને જોઇને લાલાને ક્રોધ વ્યાપ્યો. યુવક ગુસ્સે થયેલ લાલાને જોઈ; તે થોડું હસ્યો અને જરા પાસે આવ્યો.

'શું આપ મ્હારા અહીં આવવાથી નારાજ થયાં?' યુવકે ગંભીરતાથી પૂછ્યું.

'પહેલાં હું એ જાણવા માગું છું કે ત્હમે મ્હારા ગીતમાં વિક્ષેપ શા માટે પાડ્યો?' લાલાએ ગુસ્સો કરી પૂછ્યું.

'અને આપ, હું કોણ છું તે જાણવા નથી માગતાં?'

'નહીં, પહેલાં મ્હારા પ્રશ્નનો મ્હને ઉત્તર મળવો જોઇએ.'

'હું કોણ છું તે જો આપે જાણી લીધું હોત તો કદાચ આપને આપની વાતનો જવાબ પણ મળી જાત.'

લાલાએ કાંઈ કહ્યું નહીં; પરંતુ ત્હેના મુખ પરથી સ્પષ્ટ જણાતું હતું કે તે પ્રથમ પોતાના પ્રશ્નનો ઉત્તર માગી રહી હતી.

'પ્રથમ પ્રશ્નનો ઉત્તર જ જોઈએ ને? વારુ, ત્યારે હું બધું ય કહું છું. આપ જે ગીત ગાઈ રહ્યાં હતાં તે આપને યોગ્ય નહોતું. આપે તો સદા યે હસતાં જ રહેવું જોઈએ. આપનું મુખમંડળ એવી ભાવનાઓ દર્શાવવાને માટે નથી સરજાયું–ત્હમારા ગીત દ્વારા જે ભાવનાઓ વ્યક્ત થાય છે તેવી.'

'ત્યારે શું ત્હમારા ગીતનો કોઈ વિશેષ અર્થ છે ખરો?'

'હા. તે આપના ગીતનો ઉત્તર છે. આપે ગાયું હતું કે વસન્તનું આગમન થયું પણ પ્રિયતમ ન આવ્યા. એમાંથી વિરહવેદના અને નિરાશાના સૂર નીકળતા હતા. મ્હેં ગાયું હતું કે વસન્તનું આગમન થયું છે અને પ્રિયતમ પણ પધાર્યાં છે. એમાં આશા, ઉલ્લાસ અને પ્રતીક્ષાના ભાવ ભરપૂર છે.'

'પ્રિયતમ પધાર્યાં છે? પિયુ આવ્યા છે?' સર્વ સખીઓ પૂછવા લાગી.

'હા, પ્રાય: આવી ગયા છે!'

'એટલે શું?' લાલાએ પૂછ્યું.

'આપ કાશ્મીરનાં મહારાણી થવા જવાનાં છોને?'

'હા.'

'કાલે તો આપ ત્યાં જવા માટે પ્રયાણ કરવાનાં છોને?'

'તો શું ત્હમે...?'

'હું કાશ્મીરનરેશનો રાજકવિ છું.'

'રાજકવિ? ત્હમારૂં નામ?'

'મ્હને સૌ ફરામરોજ કહે છે. બાદશાહે મ્હને આપને સાથે તેડી જવા માટે મોકલ્યો છે.'

'માર્ગમાં મ્હારૂં રક્ષણ કરવા માટે?'

'નહીં, ત્હેને માટે તો સૈનિકો સાથે છે. મ્હારૂં કામ માર્ગમાં આપનું દિલ બહેલાવવાનું છે!'

'શું ત્હમને ખાત્રી છે–દ્રઢ વિશ્વાસ છે કે ત્હમે ભગ્નદિલને બહેલાવી શકશો ?'

'ભગ્નદિલને ? શું આપ કાશ્મીર જવા માટે રાજી નથી ?'

'ના.'

'શું કહ્યું આપે ?'

'એ ત્હમે નહીં સમજી શકો ફરામરોજ ! એ તો રાજકુંટુંબીઓ જ જાણી શકે. ત્હમે મ્હારી સાથે જ હશો એથી મ્હને હર્ષ થશે. ત્હમારો હસમુખો સ્વભાવ જોઇને મ્હને ખાત્રી થાય છે કે મ્હારી યાત્રાના દિવસો નીરસ નહીં વીતે.'

લાલાએ એટલું કહીને ફરામરોજ તરફ મીટ માંડી જ રાખી; અને ત્હેના મુખમાંથી એક ધીમો અવાજ નીકળ્યો: 'ફરામરોજ !'

૪

સંધ્યા સમય થઈ ચૂકયો હતો. લાલારૂખ એકલી ઉદ્યાનમાં બેઠી હતી: તે કાંઇક વિચારી રહી હતી. કોઇ વાર તે પોતાની વાતોનો વિચાર કરતી, કોઈ વાર ફરામરોજના વિચારોમાં લીન થતી, તો કોઈ વાર કાશ્મીરના કુમારના તરંગોમાં ડૂબતી–કુમાર કે જેની સાથે ત્હેનું જીવન જોડાવાનું હતું. કુમાર કેવા હશે ? વગેરે બધી બાબતોની ત્હેને ખબર નહોતી. એ વિચારોમાં ત્હેની દૃષ્ટિ આગળ ફરામરોજની મંજુલ દૃષ્ટિમૂર્તિ આવીને ખડી થતી. તે એને યાદ કરીને ગાવા લાગી.

'આયો બસન્ત પિયાકુ આયો સજની !
આય ગયે સુખ કે દિન આલી,
બીતી ગઇ બિરહાકી રજની !'

તે ગાવામાં તલ્લીન બની હતી. એવામાં પાછળથી આવીને કોઇએ ત્હેનો હાથ પકડયો. ગીત બંધ કરીને તે એકાએક પાછળ ફરી.

'અહમદ !' ત્હેણે બૂમ પાડી.

'હા, લાલા !'

'અત્યારે તું અહીં ક્યાંથી ?'

'તું ગાઈ રહી છે તે સાંભળવા માટે બલ્લા.'

'એવી વાતો ન કર ! હું ત્હને જે પૂછું ત્હેનો જવાબ આપ !'

'આજે ત્હારો જન્મદિવસ છે; લાલા ?'

'હા !'

'ત્હારે માટે હું એક ભેટ લાવ્યો છું.'

અહમદે પોતાના ખીસામાંથી એક ન્હાની ડબી કાઢી અને ત્હેમાંથી એક બહુમૂલ્ય વીંટી કાઢીને લાલાની આંગળીએ પહેરાવી દીધી.

'ધન્યવાદ ! અહમદ હવે તું જા !'

અહમદ ઊભો થયો-ઊભો રહ્યો.

'ત્હારે હવે શું જોઈએ છે ?' લાલાએ પૂછ્યું.

'ઘણું યે લાલા !'

'એ અસંભવિત છે, અહમદ ! હું ત્હને એ કેટલી યે વાર કહી ચૂકી છું.'

'એ સંભવિત નથી તે હું જાણું છું. લાલા ! કાલે તું કાશ્મીર જવાની છે ! ત્યાં તું રાણી બનીશ. પરંતુ ફક્ત એકવાર ત્હારા મુખેથી સાંભળવા માગતો હતો–'

'અહમદ ! તું નથી સમજવાનો કે ?'

'તો પછી એક વાતનું વચન આપ !'

'શું ?'

'હું ત્હારી સાથે કાશ્મીર આવવાની કોશિશ કરી રહ્યો છું. મ્હને તેમ કરવાની આજ્ઞા આપ !'

લાલારૂખે અહમદને તેમ કરવાની સંમતિ આપી.

૫

સમ્રાટ ઔરંગઝેબે અત્યંત ધામધૂમપૂર્વક લાલારૂખને વિદાય આપી. પાલખીઓ, હાથી, ઘોડા વગેરેથી સજ્જિત સરઘસ આખા

નગરમાં ફર્યું. ચારે તરફ હર્ષનાદ થયો; અને એ હર્ષનાદની વચ્ચે લાલારૂખ પોતાનાં સગાંસંબંધીઓ તેમ જ નગરને છોડીને પોતાના ભાવિ પતિના દેશ તરફ ચાલી.

રસ્તામાં પડાવ ક્યાં ક્યાં નાખવાનો હતો તે પ્રથમથી જ નક્કી કર્યું હતું. અહમદને દરેક પડાવ પર બધી વ્યવસ્થા કરવા માટે સમ્રાટે લાલાની સાથે મોકલ્યો હતો. લાલારૂખનું દિલ બહેલાવવા માટે અને યાત્રામાં થાક અને એકલવાયાપણાનો ત્હેને અનુભવ ન થાય એટલા માટે બધો પ્રબંધ કરવામાં આવ્યો હતો.

આટલી બધી વ્યવસ્થા હોવા છતાં યે લાલારૂખ ઉદાસ હતી. તે કોઈની સાથે બોલતી નહીં, કે કોઈની વાત પણ ન સાંભળતી. ન હસતી કે ન બોલતી-ખેલતી. નાચ કરવાને માટે કહેવામાં આવતું તો તે મના કરતી, સંગીત સંભળાવવાનું કહેવામાં આવતાં તે શિર હલાવી અસ્વીકાર કરતી.

પહેલો પડાવ હતો. લાલાને ઉદાસ જોઇને અહમદે ત્હેના તંબુમાં પ્રવેશ કર્યો અને ઊભો રહ્યો. લાલાએ ત્હેના તરફ ધ્યાન ન આપ્યું.

'લાલા!' ત્હેણે બૂમ પાડી.

'શા માટે તું અહીં આવ્યો છે, અહમદ?'

'ત્હમને યાત્રામાં કાંઇ કષ્ટ તો પડયું નથીને, તે પૂછવા માટે.'

'અત્યારથી શું પૂછે છે? હજુ તો શરૂઆત છે.'

'હું સમજું છું. લાલા! શું હું કાંઈ...?'

'એની ત્હારી પાસે દવા નથી.'

'છે તો ખરી, પણ ત્હમે સ્વીકાર કરો ત્યારે ને?'

'વ્યર્થ છે અહમદ! જો દર્દીને દવા પર વિશ્વાસ ન હોય તો પછી ત્હેનાથી એને શો લાભ થવાનો?'

'શું હું કોઇ રીતે ત્હમારૂં દિલ બહેલાવી શકું તેમ છું?'

 

'કેવી રીતે?'

'સંગીત...નૃત્ય?'

'નહીં.'

'મ્હારી સાથે ચાલો. આપણે નદીમાં થોડીવાર નૌકા ચલાવીશું. સંભવ છે કે તેથી ત્હમને આનંદ થાય.'

'નહીં, અહમદ! મ્હને અહીં એકલી જ રહેવા દે!'

એટલામાં એક બાજુએથી ગીતનો સૂર સંભળાયો.

લાલાનું એ સાંભળેલું પરિચિત ગીત હતું:

**'આયો બસન્ત આયો પિયાડૂ સજની!'**

લાલા ચમકી: જાણે મૂર્ચ્છામાંથી જાગૃત થઇ હોય એ રીતે, અને ત્હેનું મુખમંડળ આપો આપ જ ખીલી ઊઠયું.

'આ કોણ ગાઈ રહ્યું છે?' ત્હેણે પૂછ્યું.

'કાશ્મીરના બાદશાહનો એક નોકર.'

'કોણ ફરામરોજ?'

'જી, હા!'

'ને હજુ સુધી રસ્તામાં તો એ દેખાયો જ નહીં.'

'મ્હેં ત્હેને પાછળ રહેવાની આજ્ઞા આપી હતી.'

'શા માટે?'

'કારણ કે–કારણ કે ત્હેને ગાવાનો શોખ છે. હરેક વખતે એ ગાવા માંડે છે. મ્હને ડર હતો કે ત્હેના ગાવાથી આપને દુ:ખ થશે.'

'દુ:ખ? એને હમણાં જ તું અહીં બોલાવી લાવ.'

અહમદ ચાલ્યો ગયો અને થોડી વારમાં તે ફરામરોજને સાથે લઈને આવ્યો. ફરામરોજે ઝૂકીને લાલાને સલામ કરી.

'અત્યાર સુધી કયાં હતા, ફરામરોજ?'

'આપનાથી અલગ–દૂર દૂર.'

'શા માટે?'

'હુકમની તાબેદારી !'

'હું એ જાણું છું અને તે ભૂલને માટે મ્હને દુઃખ થાય છે. હવે ત્હમે હરેક વખતે મ્હારી સાથે જ રહેજો.'

ફરામરોજે શિર ઝુકાવ્યું અને ત્હેણે અહમદનાં મુખ તરફ એક છૂપી દૃષ્ટિ નાખી લીધી. અહમદનું મુખ અત્યારે ક્રોધથી રક્તવર્ણું બની ગયું હતું.

'પેલું ગીત મ્હને સંભળાવશો ?' લાલાએ પૂછ્યું.

'અહીં ?'

'શા માટે નહીં ?'

'આપ જો નદી સુધી ચાલો તો આપણે એક નૌકા લઈને સહેલ કરીશું. એમાં બેસીને હું ગાઈશ. એ વાતાવરણમાં સંગીતનો અર્થ પણ આપને સમજાશે.'

'ત્હમારી એવી ઇચ્છા છે તો ચાલો.'

બન્ને દ્વાર સુધી આવ્યાં. અહમદ પાછળ પાછળ સાથે જ હતો. લાલાએ તેના તરફ જોયું અને કહ્યું: 'તું ખાવાનો બંદોબસ્ત કરાવજે, અહમદ !'

અહમદ જલીને ખાક થઈ ગયો, અને ત્યાં જ ઊભો રહ્યો.

લાલા અને ફરામરોજ નૌકામાં બેસી વિહાર કરી રહ્યાં હતાં. ફરામરોજ મસ્તની માફક 'આયો બસન્ત પિયાહૂ આયો સજની !' ગાઈ રહ્યો હતો. લાલા તલ્લીન બની એ સાંભળી રહી હતી. સહસા તે ચમકી અને બૂમ પાડી બોલી: 'સંગીત બંધ કરો, ફરામરોજ !'

'શા માટે ?' ત્હેણે સંગીત બંધ કરતાં પૂછ્યું.

'એ મ્હારા સમસ્ત શરીરને જલાવી રહ્યું છે.'

'આપ ગભરાઓ છો શા માટે ? કાશ્મીર પહોંચીને આપને સમજાશે કે આ ગીત યથાર્થ હતું'

'નહીં, ફરામરોજ! મ્હારૂં દુઃખ ત્યાં અધિક પ્રમાણમાં હશે!'

'શું આપ કુમારને ચ્હાતાં નથી?'

'ચાહતી નથી? કેમ ચાહી શકું? મ્હેં નથી એમના સંબંધમાં કશું સાંભળ્યું, કે નથી એમને જોયા. આથી મ્હને ભવિષ્ય અંધકાર-પૂર્ણ લાગે છે. બાદશાહોને અનેક બેગમો હોય છે. કોણ જાણે પ્રેમહીન, રસહીન જીવન ત્યાં કેવી રીતે વીતશે?'

'જ્યારે આપ કુમારને જોશો ત્યારે ત્હેમના પ્રતિ આપને પ્રેમ ઉત્પન્ન થયા વિના નહીં રહે.'

'વારુ, અત્યારે એ બધી વાતોને જવા દઈ કોઈ બીજું ગીત સંભળાવો!'

ફરામરોજે ગીત સંભળાવ્યું અને લાલારૂખે રાત્રિભર એ ગણુગણ્યા કર્યું.

૬

એ રાત્રિએ જ્યારે ફરામરોજ પોતાના શિબિરમાં સૂતો હતો ત્યારે એક વ્યક્તિએ ચૂપકીથી ત્યાં પ્રવેશ કર્યો. ફરામરોજ ગાઢ નિદ્રામાં પડયો હતો. ત્હેના ઉશીકાં આગળ એક ઝાંખી મીણબતી બળી રહી હતી. આગંતુકે ધીમેથી તે બુઝાવી નાખી; અને ચારે તરફ નજર ફેરવી જોયું. પછી મ્યાનમાંથી તલવાર ખેંચી ફરામરોજના મુખ તરફ જોયું અને તલવારથી ત્હેના પર ઘા કરે તે અગાઉ ફરામરોજ સહસા જાગી ગયો. ત્હેણે આગંતુકનો હાથ પકડયો અને તલવાર જમીન પર પાડી નાખી.

અવાજ સાંભળીને થોડાં માણસો ત્યાં ભેગાં થઈ ગયાં. પહેરે-ગીરોની મશાલોના પ્રકાશમાં ફરામરોજે જોયું કે એ મનુષ્ય અન્ય કોઈ નહીં પણ અહમદ હતો.

'છુપાઈને ઘા કરવો એ કાયરોનું કામ છે. જો ત્હારામાં જરા પણ મર્દાનગી હોય તો સામે આવી જા!' ફરામરોજ બોલ્યો.

'હું શાહી કુટુંબનો છું અને તું કાશ્મીરનો ભાંડ છે. ત્હારી સાથે હું શા માટે લડું?' અહમદે ઉત્તર આપ્યો.

'શાહી ખાનદાન? એનું નામ શા માટે લજવે છે?' ત્હેણે તલવાર જમીન પરથી ઉઠાવીને અહમદના હાથમાં આપી. ટોળે વળેલા લોકો સૌ ચુપચાપ ઉભા હતા. અહમદે ત્હેમના તરફ જોયું. ત્હેને લાગ્યું કે સૌની આંખો ત્હેને ફરામરોજ સાથે લડવાનો લલકાર કરી રહી હતી. ત્હેણે તલવાર સંભાળી. જે માણુસ ફક્ત પ્રેમનાં ગીત ગાઇને જ પોતાનું જીવન વીતાવે છે તે તલવાર શું ચલાવવાનો હતો? એ બધી ફરામરોજની ધમકી હતી એમ ધારીને અહમદે પોતાની છાતી ફુલાવી અને તે બોલ્યો: 'ત્યારે આવી જા!'

ફરામરોજે પણ તલવાર સંભાળી અને કહ્યું: 'ભલે ત્યારે થવા દે!'

બન્નેના હાથ ચાલવા લાગ્યા. અહમદ સારી રીતે તલવાર ફેરવી શકતો હતો, પરંતુ હવે જ ત્હેને ખબર પડી કે ફરામરોજ આગળ તે કાંઇ જ વિસાતમાં નહોતો. ત્હેણે આત્મરક્ષાની ઘણી કોશિશ કરી પરંતુ ફરામરોજની તલવાર ત્હેની છાતીમાં જઈ પહોંચી. અહમદ 'આહ...આહ...' કરીને પૃથ્વી પર પટકાઇ પડયો.

એટલામાં લાલારૂખ ત્યાં દોડતી આવી પહોંચી.

'શું થયું?' ત્હેણે આવીને પૂછયું.

કોઇએ અહમદ તરફ આંગળી કરી.

લાલા ત્હેના તરફ દોડી અને બારીકાઈથી ત્હેના તરફ જોયું. ત્હેનો પ્રાણ જતો રહ્યો હતો. ત્હેને મરેલો જોઇને લાલારૂખનું લોહી ઉકળી આવ્યું. ત્હેણે પોતાનું માથું ઉંચકયું અને જોયું તો સામે ફરામરોજ નીરવ નિશ્ચલભાવે ઊભો હતો.

'આ ત્હમે કર્યું કે?' ત્હેણે પૂછયું.

'હા.'

'બદલો લેવાને માટે? ખૂનની પ્યાસ બુઝાવવા માટે? હું નહોતી જાણતી કે ત્હમારામાં આવી ક્રૂરતા હશે! જેને હું દયા સમજતી હતી તે મૃત્યુ નીકળ્યું. જેને હું માધુર્ય સમજતી હતી તે વિષ નીકળ્યું.'

'લાલારૂખ!' ફરામરોજ બોલ્યો.

'ચૂપ રહો! હું એક હત્યારાની સાથે વાત કરવા નથી માગતી. કાશ્મીર પહોંચીને ત્હમને બાદશાહ આગળ ન્યાયાર્થે ખડા કરવામાં આવશે.'

આટલું સાંભળ્યા બાદ ફરામરોજ એક બાજુએ ચાલ્યો ગયો. કાંઈ પણ કહ્યા વિના, વધારે કાંઇ પણ સાંભળ્યા વિના, લાલાએ ત્હેના તરફ જોયું. ત્હેનાં વસ્ત્રોમાંથી રક્તની ધારા વહી રહી હતી.

'ફરામરોજ!'

ફરામરોજ ઊભો રહ્યો. લાલા ત્હેની પાસે ગઈ.

'શું ત્હમને પણ ઘા લાગ્યો છે?'

'ના!'

'તો પછી આ રક્તની ધારા શાની?'

'મ્હારાં રક્તની ત્હમારે શી પરવાહ? ત્હમને તો અત્યારે ત્હમારા ખાનદાનના ખૂને અંધ બનાવી મૂકયાં છે.' એટલું કહી તે આગળ વધ્યો. લાલારૂખ ત્યાં ચૂપચાપ ત્હેના તરફ જોતી ઊભી રહી. એટલામાં જ ફરામરોજ ધડામ દઇને પૃથ્વી પર પડયો. લાલા ત્યાં દોડી ગઈ. ફરામરોજ બેહોશ પડયો હતો. લાલાએ ત્હેનું વસ્ત્ર ઊંચું કર્યું. એક ઊંડા ઘામાંથી લોહીની ધારા વહી રહી હતી. લાલા બૂમ પાડી ઊઠીઃ 'યા ખુદા! શું હું આને પણ ગુમાવી બેઠી?'

એ સમયે લાલા ફરામરોજને ત્યાંથી ઊચકાવી પોતાના શિબિરમાં લઇ ગઈ.

૭

લાલારૂખના પરિશ્રમથી ફરામરોઝને સારૂં થતું ગયું: અને તે દરમ્યાન ખરી વસ્તુસ્થિતિથી તે વાકેફ થઇ ચૂકી હતી. લાલા પોતે કરેલા અપરાધની ફરામરોઝ પાસે ક્ષમા માગી ચૂકી હતી. એટલા દિવસ ફરામરોઝની સાથે રહીને ત્હેનું સંગીત સાંભળીને લાલાએ ત્હેને પોતાનું હૃદય અર્પણ કરી દીધું હતું.

તેઓ શ્રીનગરની સમીપમાં આવી પહોંચ્યાં હતાં. સંધ્યા પડી ચૂકી હતી એટલે પડાવ ત્યાં જ નાખવામાં આવ્યો હતો. ફરામરોઝ એ વખતે નગરમાં ખબર આપવા જવાની તૈયારી કરી રહ્યો હતો.

લાલા બહુ ઉદાસ હતી. ત્હેનો ચહેરો કરમાઈ ગયો હતો. આજનો દિવસ ફરામરોઝ અને ત્હેના મિલનનો આખરી દિવસ હતો. કેટલા યે દિવસો સુધી માણેલું સ્વર્ગીય સુખ હવે ગણ્યાંગાંઠયા કલાકો માટે જ હતું. પછી તો હરમનું બંદીગૃહ અને ત્હેનો પતિ–જેને માટે તેના હૃદયમાં જરા પણ પ્રેમ ન હતો: જરા યે સ્થાન ન હતું.

તે ફરામરોઝની સાથે કેટલોક સમય ગાળવા ફરવા નીકળી પડી. સામે એક ન્હાની ટેકરી નજરે પડતી હતી. બંને એના પર ચઢી પશ્ચિમમાં ડૂબતા સૂર્ય તરફ જોવા લાગ્યાં.

'થોડી વારમાં જ સૂર્યાસ્ત થઈ જશે.' ફરામરોઝ બોલ્યો.

'હા, અને પછી ઘોર કાળી રાત્રિનું આગમન થશે!' લાલાએ ઉત્તર આપ્યો.

'પરંતુ થોડા કલાકો બાદ?'

'નહીં, ફરામરોઝ! મ્હારી રાત્રિ ચિરસ્થાયિની હશે! ત્હમારા વિના, ઓહ! ફરામરોઝ!'

'મ્હને ભૂલી જાઓ લાલા!'

'ભૂલી જાઉં? કેવી રીતે?'

'એક વ્યક્તિ પોતાનો પૂર્વજન્મ ભૂલી જાય છે તેમ. આજે શ્રીનગરમાં ત્હમારો બીજો જન્મ થશે. લાલા!'

'કહો ફરામરોજ! ત્હમે મ્હને ચાહો છો?'

'શું એની ત્હમને ખાત્રી નથી થતી, લાલા?'

'કેવી રીતે થાય? અત્યારે તો હું ત્હમને ગુમાવી રહી છું. કદાચ ત્હમારા પ્રેમથી પણ પરવારી બેસું.'

'એમ નહીં થાય, લાલા! હું સદા યે, ચૂપચાપ ત્હમારી સ્મૃતિમાં લીન રહીશ.'

'ત્યારે હું રાજકુમારની સાથે મ્હારૂં બંદીજીવન સહેલાઇથી વીતાવી શકીશ. પ્રેમની સ્મૃતિમાં મનુષ્ય સર્વ કાંઇ સહન કરી શકે છે!'

તેઓ બંને ચૂપ રહ્યાં; થોડી વારે લાલા ધીરેથી બોલી: 'જો હું શાહી કુટુંબમાં ન જન્મી હોત--'

''તો...?'

'તો હું ત્હમને પામી શકત. ત્હમારી સાથે સુખી રહી શકત. શાહી કુટુંબમાં જન્મ લેવો એ પણ શાપ છે. લોકો એને અહોભાગ્ય માને છે, પરંતુ તે મ્હારે માટે મહાન દુર્ભાગ્ય છે!'

'ચાલો, આપણે નીચે ઉતરીએ. જવાનો વખત થઇ ગયો છે!'

'નીચે ઉતરૂં? આટલે ઊંચે આવીને પછી નીચે? ઉપર ન આવ્યાં હોત તો સારૂં થાત. જેઓ નીચે છે તેઓ સુખી છે, કારણ કે ત્હેમને નીચે જવાનો ડર તો નથી.' એટલું કહી તે નીચે ઉતરવા લાગી. ત્હેના કોમળ ગાલ પર બે અશ્રુબિંદુ સરી પડ્યાં. ફરામરોજે એ આંસૂ લુછ્યાં અને લાલાને પોતાના વક્ષસ્થળમાં છુપાવી દીધી.

૮

શ્રીનગરના પ્રવેશદ્વાર આગળ લાલારૂખનું શાહી સ્વાગત થયું. રોનકદાર સરઘસ કાઢી ત્હેને રાજમહેલમાં લઇ જવામાં આવી. ત્યાં

રાજકુમાર હેના સ્વાગત માટે ઊભો હતો. દરબાર, દરબારીઓથી ખીચોખીચ ભરેલો હતો. રાજકુમારે લાલારૂખનો પ્રવેશ થતાં જ સત્કાર કર્યો: પરન્તુ લાલાએ કુમાર તરફ જોયું પણ નહીં. આડીઅવળી નજર ફેરવી તે કાંઈક જોવા લાગી.

'શું કાંઇ ખોવાઇ ગયું છે, લાલારૂખ?' કુમારે પૂછ્યું.

'હા...ના...ના!' લાલાએ વિચારનિદ્રામાંથી જાગી ઉત્તર આપ્યો.

'કદાચિત્ એ જોતી હઈશ કે આ દરબાર દિલ્હીના દરબાર કરતાં કેટલો ન્હાનો છે?'

'નહીં નહીં!'

'તો પછી તું મ્હારા તરફ શા માટે નથી જોતી? હું કેટલા યે દિવસોથી અનિમિષ નયને ત્હારા આગમનની પ્રતીક્ષા કરી રહ્યો છું.'

'મ્હને માફ કરો! મુસાફરીના થાકથી મ્હારી સર્વ શક્તિઓ હરાઇ ગઇ છે! હું થોડો સમય એકાંતમાં રહેવા ઇચ્છું છું.'

'વારુ, હું ત્હેનો પ્રબંધ હમણાં જ કરાવી આપું છું.' એટલું કહીને કુમાર લાલાનો હાથ પકડી ત્હેને ત્હેના ખંડ તરફ લઇ ગયો.

થોડી વાર પછી કુમાર લાલાની પાસે ફરીથી આવ્યો: 'કેમ? હવે તો ઠીક છે ને?' ત્હેણે પૂછ્યું.

'હજુ જરા યે સારૂં નથી.'

'કદાચ એકાંતમાં જીવ ગભરાઈ રહ્યો હશે. ચાલ, બ્હાર જઇએ. ત્હારા સ્વાગતમાં આજે આખું નગર ઉત્સવ માણી રહ્યું છે. નગરની રોશની અને આતશબાજી ઉપરથી સારી રીતે જોઇ શકાય છે. અત્યંત સુંદર દશ્ય હશે.'

લાલા કાંઈ જ ન બોલી. તે ચૂપચાપ કુમારની સાથે ચાલી ગઇ. સામે રંગબેરંગી ચક્કરો ઘૂમી રહ્યાં હતાં. એનો થોડો પ્રકાશ

લાલાના મુખ ઉપર પડી સ્પષ્ટ સૂચવતો હતો કે ત્હેના મુખ પર ઉદાસી છાઇ રહી હતી. કુમારે એ જોયું. ત્હેણે લાલાનો હાથ પકડ્યો અને મૌનભાવે બાગ તરફ લઇ ગયો. લાલા પણ કાષ્ટપૂતળીની માફક ત્હેની સાથે ચાલી ગઇ.

બાગમાં એક સોફા પર બંને બેઠાં.

'ચન્દ્રનાં કિરણો કેટલાં શીતળ છે?' કુમાર બોલ્યો.

લાલાએ કાંઇ ઉત્તર ન આપ્યો.

'શું ત્હને એ નથી ગમતાં?'

'નહીં!' લાલાએ ઉત્તર આપ્યો.

'કદાચ મ્હારે લીધે!'

'શા માટે?'

'કારણ કે કદાચ હું ત્હને નહીં ગમતો હોઉં!'

લાલા ચૂપ રહી.

'ત્હને પ્રસન્ન કરવા માટે હું કાંઈ કરી શકું તેમ છું?'

'કાંઇ જ નહીં.'

'સંગીત?'

લાલા વિચારમાં પડી અને ઘડીભર પછી બોલી: 'આપની ઇચ્છા છે તો હું એ સાંભળીશ.'

કુમારે તાલી બજાવી, એટલે એક નોકર ત્યાં હાજર થયો. કુમારે ત્હેને કાનમાં કાંઇક કહ્યું. થોડી વારમાં જ દસ સુંદર યુવતીઓ વિભિન્ન પ્રકારનાં વાદ્યો લઈ હાજર થઈ.

'શું સાંભળીશ?' કુમારે પૂછ્યું.

લાલાએ ગાવાવાળીઓ તરફ ધ્યાનપૂર્વક જોયું અને પછી બોલી: 'શું આપને ત્યાં આ ગાનારીઓ જ છે?'

'એટલે?'

'શું દરબારમાં કોઇ ગવૈયો નથી?'

'એટલે કોઇ પુરુષ!'

'હા'

'પુરુષ? જોઉં જરા! હાં, ઠીક છે. ફરામુરોજ છે!'

'ફરામરોજ?' લાલાનું મુખ ખીલી ઊઠ્યું.

'તું તો એને ઓળખે છે. એને હું ભૂલી જ ગયો હતો. મ્હને લાગે છે કે ત્હેણે રસ્તામાં ત્હને ખૂબ આનંદ આપ્યો હશે.'

'હા, ખૂબ જ.'

'તે સંગીત પણ સારૂં જાણે છે.'

'હા.'

'અને ત્હેને પ્રેમ કરતાં પણ સારૂં આવડે છે!'

'હા–ના! એ વિષે કશું જાણુતી નથી.'

'કાંઈ ફિકર નહીં. હું હમણાં જ ત્હેને અહીં મોકલી આપું છું.' કહીને કુમાર ગાયિકાઓને લઈને ત્યાંથી ચાલ્યો ગયો.

૯

થોડી વારમાં જ ફરામરોજ, લાલાની પાસે આવી ઊભો રહ્યો. લાલા ત્હેને જોઈને અનહદ ખુશી થઈ. પોતે એક રાજવીની રાણી થવાની હતી એ વાત તે સાવ ભૂલી ગઈ. તે દોડીને ફરામરોજને કંઠે બાઝી પડી.

'ઓહ! ફરામરોજ! ત્હમે મ્હને અહીંથી લઈ ચાલો! ત્હમારા વિનાનું જીવન નીરસ અને વ્યર્થ છે.'

'એવું ન બોલ, ચાલ! કુમાર સાંભળી જશે તો?'

'સાંભળી જશે તો સાંભળવા દો! મ્હને ત્હેની પરવાહ નથી. ત્હમે અને હું બસ, એટલું જ યાદ રાખો.'

'એમ ન થાય, લાલા! મ્હને ભૂલી જાઓ! મ્હારે માટે નહીં, પણ ત્હમારે ખાતર. ત્હમે તો અહીંનાં રાણી થવાનાં છો.'

ફરામરોજની વાત પૂરી થઈ નહોતી એટલામાં ત્યાં કેટલાક સિપાઈઓએ પ્રવેશ કર્યો અને એમાંના એકે ફરામરોજના હાથમાં એક કાગળ આપ્યો.

'એ શું છે?' લાલાએ વ્યગ્ર થતાં પૂછ્યું.

'મ્હારી ગિરફતારીનો હુકમ.'

'નહીં, હું એમ નહીં થવા દઉં! કુમારને આવવા દો. હું ત્હેમને વિનંતી કરીશ.'

'વ્યર્થ છે લાલા! કુમાર બધી હકીકત જાણી ગયા હોય એમ લાગે છે.'

ફરામરોજ સિપાઇઓની સાથે ચાલ્યો ગયો. લાલા વિમૂઢની માફક એ જોઈ રહી. થોડી વારે તે એકાએક બૂમ પાડી ઊઠી: 'ફરામરોજ! ફરામરોજ!'

'લાલા!' પાછળથી અવાજ આવ્યો.

લાલાએ પાછળ ફરીને જોયું તો કુમાર ત્હેની પાછળ આવીને ઊભો હતો.

'આપે ફરામરોજને ગિરફતાર કરાવ્યા છે?' લાલાએ પૂછ્યું.

'તું શું ઇચ્છે છે?'

'એને છોડી મૂકો.'

'શું તું એને ચાહે છે?'

'ચાહું છું? નહીં!'

'તો પછી એને માટે આટલી બધી ચિંતા શા માટે?'

'કારણ કાંઇ જ નથી: પરંતુ...'

'એક શાહજાદીને એ શોભતું નથી. ત્હારે આવાં અનેક દશ્ય જોવાં પડશે.'

'પરંતુ આ વખતે એવું ન કરો!'

'જે વ્યક્તિએ ત્હારૂં અપમાન કર્યું...'

'અપમાન?'

'જેણે ત્હારી સાથે પ્રેમ કરવાનું સાહસ કર્યું ત્હેને અવશ્ય શિક્ષા થશે!'

'શિક્ષા ? તો શું એને...?'

'ફાંસી દેવાશે.'

'નહીં, નહીં, એવું ન કરશો ! હું ત્હમારે પગે પડું છું. મ્હારે ખાતર ત્હેના પર દયા કરો !'

'ત્હારે ખાતર ? ત્યારે શું તું એને ચાહે છે ?'

લાલા થોડી વાર વિચારમાં પડી ગઇ. પછી તે ધીમેથી બોલી : 'હા'

'તો જૂદી વાત છે !' કુમાર શાંતિથી બોલ્યો.

'ત્યારે શું ત્હમે એમને મુક્ત કરશો ?'

'હા, પણ એક શરતે.'

'શી ?'

'તું એને ફરીથી કોઈ વાર ન મળવાનું વચન આપે તો.'

'હું વચન આપું છું.'

કુમાર લાલાને સાથે લઇને એક ઓરડામાં આવ્યો. ત્યાં ફરામરોજનાં વસ્ત્રો વિખરાયેલાં પડયાં હતાં. લાલા એ જોઇને પાગલની માફક બોલી ઉઠીઃ 'તે કયાં છે ?'

'કદાચ સિપાઇઓ ત્હેને લઈ ગયા હશે !'

'અને...'

'ત્હેને ફાંસી દેવાઈ ગઇ હશે !'

'યા ખુદા !' કહીને લાલા એક કોચ પર પડીને ડૂસકે ડૂસકે રડવા લાગી.

કુમારે તુરત જ પોતાનાં વસ્ત્રો ઉતારી નાખી ફરામરોજનાં વસ્ત્રો પહેરી લીધાં, અને બોલ્યો 'શું હું ત્હારે માટે ફરામરોજ ન બની શકું, લાલા ?'

લાલા નિરુત્તર બની રડતી જ રહી.

'હું પણ દેખાવમાં ફરામરોજ જ લાગું છું, ત્હેની માફક હું વાત કરી શકું છું, ત્હેની માફક જ ગાઇ શકું છું.'

છતાં યે લાલાએ ત્હેના તરફ કશું ધ્યાન ન આપ્યું.

કુમારે ગાવાની શરૂઆત કરી :

'આયો બસન્ત પિયાજૂ આયો સજની!'

લાલા ચમકી. ત્હેણે મ્હોં ફેરવીને કુમાર તરફ જોયું અને આશ્ચર્યથી તે બોલી ઊઠી : 'કુમાર? ત્હમે?'

'હા, લાલારૂખ!'

લાલા ત્હેની સમીપમાં આવી.

'તો પછી ત્હમે મ્હારી સાથે છળ શા માટે કર્યું! કમારા નહીં તો!'

'ત્હારો પ્રેમ જીતવા માટે : જે સમસ્ત રાજ્યની શક્તિથી પણ ન જીતી શકાત.'

આ વખતે લાલારૂખના મુખમાંથી પણ નીકળ્યું 'પ્રભુ...

'આયો બસન્ત પિયાજૂ આયો સજની!'



# રૌશનઆરા



નિઝામના એક શાહી મહેલમાં એ વીર બંદીવાન હતો. મધરાત થવાની તૈયારી હતી. બહાર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય છવાઇ રહ્યું હતું. તે એક રત્નજડિત કોચ પર બેઠો હતો. વિશાળ કપાળ પર ચિન્તાની રેખાઓ દૃષ્ટિગોચર થતી હતી. ત્હેની દૃષ્ટિ પૃથ્વી પર ઢળેલી હતી અને લાંબા કાળા કેશની લટો કાન પર લટકી રહી હતી. કોઇ ગંભીર વિચારોએ ત્હેને બેહોશ જેવો બનાવી દીધો હોય એમ લાગતું હતું.

'હું આવી છું!' વીણાના ઝંકાર જેવા કોમળ સ્વરથી આખો ઓરડો ગૂંજી ઊઠયો. તે વીર પુરૂષ તો પોતાના ધ્યાનમાં મગ્ન હતો. ત્હેણે કાંઇ જ ન સાંભળ્યું.

કાંઇક નજીકમાં આવીને આગંતુકે કહ્યું: 'હું આવી પહોંચી છું વીર! હું છું રૌશનઆરા!'

જાગ્રત થતો હોય તેમ તે વીર પુરુષ બોલ્યો, 'કોણ? રૌશનઆરા? આટલી મોડી રાત્રિએ અહીં આવવાનું કષ્ટ શા માટે ઉઠાવ્યું! શાહજાદી!' ત્હેણે પ્રશ્ન કર્યો.

'હું અહીં શા માટે આવી તે તો મ્હારાથી પણ નથી સમજાતું. હૈયું ગભરાઇ રહ્યું હતું અને હું એક પ્રકારની બેચેની અનુભવતી હતી તેથી અહીં ખેંચાઈ આવી. વીરવર! ત્હમે જાણો છો કે મ્હારા દિલમાં એક પ્રકારનું દર્દ છે, અને ત્હેની દવા ત્હમારી પાસે છે.'

'પરંતુ......'

'પરંતુ શું?'

'હું તો રણચંડીનો ઉપાસક છું, શાહજાદી! તલવાર પર મ્હને પ્રેમ છે. હું સમજણો થયો ત્યારથી જ હું તલવારને ચ્હાતો આવ્યો છું. તલવાર જ મ્હારો પ્રાણાધાર છે, અને યુદ્ધભૂમિ મ્હારૂં ક્રીડાસ્થાન છે. લડાઈમાં મારવું કે મરી જવું એ જ જેના જીવનનું લક્ષ્ય હોય ત્હેની પાસે દિલનાં દર્દની દવા ક્યાંથી હોય? દિલ દર્દની દવા એ કેમ જાણી શકે?'

'ત્હમે સર્વ કાંઈ જાણો છો વીર! મ્હારા પ્રિયતમ! મ્હારા ફરહાદ! મ્હારા મજનું! હું ત્હમારી શીરીં છું, લયલા છું!'

'તું રૂપવન્તી છે—અતિ રૂપવન્તી છે. ત્હારા હૃદયમાં પ્રેમ છે. ત્હારા મુખ પર તેજોમય જ્યોતિ વિલસી રહી છે. ત્હારી આંખોમાં નશો છે—અંગ–અંગમાંથી સૌંદર્ય નીતરી રહ્યું છે. છતાં યે......'

'ફરી પાછું 'છતાં યે?' શા માટે બોલતાં અટકી ગયા?'

'શાહજાદી! હું દિલગીર છું કે ત્હારા પ્રેમને માટે મ્હારા હૃદયમાં સ્થાન નથી. મ્હારી પ્રિય માતૃભૂમિ આજ પરતંત્રતાથી પદ–દલિત થઇ રહી છે. નારાજ ન થા, શાહજાદી! તમ વિદેશીઓના ભીષણ અત્યાચારથી હવે તે ત્રાહિ–ત્રાહિ પુકારી રહી છે. ત્હેના આર્તનાદથી સમસ્ત દેશ જાગૃત થઇ ચૂકયો છે. ભારતીય યુવકોએ જીવનનાં સર્વ સુખોને તિલાંજલી આપી દીધી છે માતૃભૂમિને બંધનમુક્ત કરવાને માટે, ભારતનું મસ્તક પૂર્વવત્ ઉન્નત કરવાને

કારણ આજે દેશનું બાળકે-બાળક વ્યાકુળ બની રહ્યું છે. ત્હેમની આંખોમાં આજે દુઃખી ભારત વસી રહ્યું છે. તેઓ માયા, મમતા અને પ્યારને ભૂલી ગયાં છે. પછી હું જેનાં પર ગોબ્રાહ્મણ પ્રતિપાલક છત્રપતિ...શ્રી શિવાજી મહારાજનો પૂર્ણ વિશ્વાસ છે તે, પ્રેમક્રીડામાં ફસાઇને રાજદ્રોહી અને દેશદ્રોહી નહીં બનું શાહજાદી! મહારાજ શિવાજીનો આ સેવક બાજાજી નિમ્બાલકર-શત્રુ કન્યા-એક યવનકન્યા-ના પ્રેમ કરતાં દેશપ્રેમને અધિક મહત્ત્વ આપે છે. માટે મ્હને માફ કર!'

'બાજાજી! હું યવનકન્યા છું એ સાચું, પરંતુ મનથી નહીં, તનથી. આજથી ચાર વર્ષ પૂર્વે ત્હમે હૈદરાબાદ લૂંટવાને આવ્યા હતા અને અબ્બાજાનને ત્હમારો સામનો કર્યો હતો એ વખતે હું પણ ત્હેમની સાથે હતી. એ ઘોર યુદ્ધમાં ત્હમારૂં અપૂર્વ યુદ્ધકૌશલ જોઇને હું ત્હમારા પર મુગ્ધ બની હતી. એ દિવસથી મ્હેં ત્હમારી પ્રતિમાની સ્થાપના મ્હારા હૃદયમંદિરમાં કરી છે; અને એનું પૂજન કરતાં કરતાં હું હિન્દુ બની ગઈ છું. હું શત્રુકન્યા છું એ સત્ય; પરંતુ શત્રુના સમસ્ત પરિવારને શત્રુ માની લેવામાં વીરતા નથી...'

'પરંતુ શાહજાદી! હું વિવશ છું, કારણ કે મ્હેં પ્રથમ દેશની સ્વતંત્રતા, પછી ધર્મની રક્ષા, અને પછી પ્રેમની સાધનાનું વ્રત લીધું છે.' બોલતાં તો આ બધું બોલાઇ ગયું; પરંતુ સાતપુડા અને સહ્યાદ્રિ જેવા પહાડી અને દક્ષિણ જેવા ગરમ પ્રદેશમાં રહેનાર બાજાજીએ હજુ સુધી આટલી સુન્દર રમણીને દીઠી નહોતી. રોશનઆરા સૌંદર્યની પૂતળી હતી, એની આંખોમાં માદકતા ભરી હતી. અંગ પર અનુપમ જ્યોતિ વિલસી રહી હતી. એની વાણીમાં આકર્ષણ હતું. તે કોઈ સાથે બોલતી અથવા તો કોઇને નિરખતી ત્યારે તે પોતાની મતિ ભૂલી અવાક્ બની જતી. તરુણ બાજાજીના હૃદયને ધીમે ધીમે તે પોતાના તરફ આકર્ષી રહી હતી. પોતે કોના નયનોનો

શિકાર બની રહ્યો હતો અને કોની અદૃશ્ય જાળમાં ફસાઈ રહ્યો હતો એની બજાજીને સમજણ ન પડી

રૌશનઆરાએ મન્દ સ્મિત કરતાં કહ્યું: 'તો હું પણ સર્વ પ્રથમ ત્હમારા દેશને સ્વતંત્ર કરવામાં તન, મન અને ધન અર્પણ કરીશ. દેશ સ્વતંત્ર થયા બાદ હિન્દુ ધર્માનુસાર આચરણ કરીશ અને અન્તે પ્રેમસાધનામાં મ્હારૂં સમસ્ત જીવન વ્યતીત કરીશ.'

બજાજીએ મૌન સેવ્યું. રૌશનઆરાએ એના હૃદય પર અધિકાર જમાવી દીધો હતો. એની આંખોમાં શરાબ સરિખો નશો છાઈ રહ્યો હતો. હૃદય ઉત્તેજિત બની રહ્યું હતું. તીક્ષ્ણ બુદ્ધિશાળી રૌશનઆરા, એના-બજાજીના મનની બદલાતી ભાવનાઓ કળી ગઈ. એણે પોતાનાં મૃણાલવત્ હાથ એના ગળામાં નાંખી પોતાનું સુન્દર મુખ એના વક્ષઃસ્થળ પર મૂક્યું. બજાજીના હૃદયની ચેતના ક્રમશઃ નષ્ટ થઈ. આંખો જાણે નશામાં તરબોળ બની મીંચાઈ ગઇ: એક ક્ષણ પછી આકાશમાં ચન્દ્રદેવ હસી રહ્યા હતા અને દેવી પ્રકૃતિ હિમકરોમાં બદ્ધ થઈ હતી ત્યારે બજાજીએ પોતાના હાથમાં રૌશનઆરાને પોતાની બન્દિની બનાવી.

પ્રભાતકાળના શીતળ સમીરના સ્પર્શથી બન્નેની મોહનિદ્રાનો ભંગ થયો. રૌશનઆરાની આંગળીઓ સાથે ખેલતાં બજાજીએ કહ્યું: 'આ પરતંત્રતાનો ક્યારે અન્ત આવશે પ્રિયે!'

"કાલે આ સમયે હું આવીશ, તૈયાર રહેજો, બન્ને ચાલી નીકળશું."-કહીને બજાજી તરફ પોતાના માદક અને પ્રેમપૂર્ણ નેત્રોથી કટાક્ષ ફેંકતી રૌશનઆરા એ ખંડમાંથી બહાર ચાલી ગઇ.

૨

વૃદ્ધ નિઝામ એ દિવસોમાં ફૂલ્યો સમાતો ન હતો. એણે મ્હોટો શિકાર હાથ કર્યો હતો. મરાઠાઓના શૂર સેનાપતિ અને શિવાજીના જમણા હાથ સમાન બજાજી નિમ્બાલકરને એણે કેદ

કર્યો હતો. એણે ધાર્યું હોત તો કેદ કર્યો તે દિવસે જ એને મારી નાખ્યો હોત, અથવા તો મરાવી નાખ્યો હોત, પરંતુ તે રાજનીતિમાં નિપુણ હતો. બાજી મૃત્યુવશ થાય એના કરતાં તે મુસલમાન બને તેમાં એને વધારે લાભ હતો. ઇસ્લામ અથવા તો ઇસ્લામી સલ્તનતના ડગમગતા સિંહાસનને સ્થિર કરવાને માટે નિઝામ એને મુસલમાન બનાવવાનું બહુ જરૂરનું માનતા હતા, અને એટલા માટે એને કારાગારમાં કેદ ન કરતાં શાહી મહેલમાં નજરકેદ રાખવામાં આવ્યો હતો. પરંતુ બાજી પાસે ઇસ્લામનો અંગીકાર કરાવવો એ બાળકની રમત ન હતી. નિઝામના અનેક યત્નો છતાં યે એમાં ત્હેને નિષ્ફળતા જ પ્રાપ્ત થઇ. જ્યારથી બાજીને કેદ કરવામાં આવ્યો ત્યારથી એને મુસલમાન બનાવવાના મનોરથ ત્હેણે સેવ્યા હતા.

નિઝામ એની ચિન્તામાં બેઠા હતા, એવામાં એક ગુપ્તચરે આમા આવી કુરનિસ બજાવી અને શાહની સન્મુખ ઊભો રહ્યો.

બાદશાહે પૂછ્યું: 'શા સમાચાર છે કરીમ?'

કરીમ બોલ્યો: 'જહાંપનાહ! કાલે રાત્રિએ મ્હેં જે કાંઇ જોયું છે એનું વર્ણન કરતાં મ્હારું હૈયું કંપી રહ્યું છે.'

'કહે, કહે! શું શિવાજીએ કોઇ કિલ્લો જીતી લીધો છે? કે તે હૈદરાબાદ લૂંટવાને આવે છે?'

'નહીં, જહાંપનાહ! એવી કોઇ ઘટના નથી: પરંતુ જે કાંઇ બીના છે તે હજૂર સાંભળશે તો........'

'બસ, ત્હારે જે કાંઇ કહેવાનું હોય તે જલ્દીથી કહી નાખ. વ્યર્થ વાતો કરી મ્હારી ઉત્સુકતાને વધુ ન ઉસ્કેર!'

'જહાંપનાહ! કાલે રાત્રિએ મ્હેં હજૂર શાહજાદી સાહિબાને કેદીના ખંડમાં જતાં જોયેલ છે. એમને એ તરફ જતાં જોઇને, આ સેવક પણ એમની પાછળ પાછળ ગયો: અને ત્યાં જે કાંઇ જોયું એ કહેતાં મ્હારી જીભ નથી ઉપડતી.'

'કોણ શાહજાદી રૌશનઆરા?'

'હા. જહાંપનાહ!'

શાહનો ચહેરો ક્રોધથી લાલચોળ થઇ ગયો. એમણે કરીમને ત્યાંથી ચાલ્યા જવાનો હુકમ ફરમાવ્યો અને કરીમ ચાલ્યો ગયો. શાહે બૂમ પાડી: 'કોણ છે?'

એક સેવક આવીને કુરનિસ બજાવી ઊભો રહ્યો.

'જા રૌશનઆરાને અહીં મોકલ!'

થોડીવારમાં રૌશનઆરા આવીને પિતાની સામે ઊભી રહી. શાહે ક્રોધ ભર્યા સ્વરે કહ્યું: 'રૌશનઆરા! તેં મહાન ભયંકર ગુન્હો કર્યો છે.'

'કયો ગુન્હો? અબ્બાજાન!'

'તું એક હિન્દુ પર, એક કાફિર પર, એક ઇસ્લામના દુશ્મન પર આશક છે?'

પિતાના મુખમાંથી અચાનક આ વાત સાંભળીને રૌશનઆરા કંપી ઊઠી. એણે ડરતાં ડરતાં કહ્યું: 'અબ્બાજાન! એ તદ્દન જૂઠી વાત છે!' બાદશાહે ફરીથી ગુસ્સામાં કહ્યું: જૂઠી વાત છે? નહીં. એ વાત સાવ સાચી છે. રૌશન! સાચે સાચું કહી દે. શું તું બજાજીને નથી ચ્હાતી?'

એના મુખે સહસા ઉચ્ચારાઈ જવાયું: 'નથી ચ્હાતી.'

'નથી ચ્હાતી?'

રૌશનઆરાનું હૃદય રડી પડ્યું. એણે રૂંધાયેલા સ્વરે કહ્યું: 'નહીં, અબ્બાજાન! હું કોઇને નથી ચ્હાતી. હું કોઇના પર આશક નથી.'

આંખોમાં અગ્નિકણ વરસાવતાં શાહે કહ્યું: 'શું તું કુરાનેશરીફ અને અલ્લાહ પાકના કસમ ખાઇને એમ કહી શકે છે?'

રૌશનઆરાનો પુષ્પ સમાન કોમળ ચહેરો કરમાઇ ગયો. તે ડૂસકાં ભરવા લાગી. એણે રડતાં રડતાં કહ્યું: 'અબ્બાજાન! આજે

કોણ જાણે આપને શું થઈ ગયું છે? લ્યો, હું જાઉં છું. તમે શાન્ત થશો ત્યારે હું આવીશ.' એમ કહી એણે જવા માંડયું.

શાહે બૂમ પાડી કહ્યું, 'રૌશનઆરા? કયાં જાય છે તું? ઊભી રહે!'

રૌશનઆરા ઊભી રહી.

શાહે ફરીથી કહ્યું: 'રૌશન! મ્હારી પાસે સૌ કોઈને માટે માફી છે. પરંતુ ઇસ્લામની સાથે દગાબાજી કરનારને હું સ્વપ્ને પણ માફ નથી કરી શકતો સમજી?'

'પણ અબ્બાજાન! મ્હેં દગાબાજી કયારે કરી?' તે રડી રહી હતી. એનાથી વધારે બોલી શકાયું નહીં.

'ફરી પાછી એ જ વાત! નાલાયક છોકરી, દગાબાજ, મ્હારા પાક ખાનદાનને ડાઘ લગાડીને......'

રૌશનઆરા આથી વિશેષ ન સાંભળી શકી. એનું હૃદય રડવાનું ભૂલી જઈ ઉત્તેજિત બની ગયું. એણે આવેગના પૂરમાં કહ્યું: 'બસ અબ્બાજાન! અલ્લાહ જાણે છે કે મ્હેં કોઇની સાથે દગાબાજી નથી કરી. હું બજાજીને ચાહું છું—સાચા હૃદયથી ચાહું છું. મ્હારી મહોબ્બત પાક છે.'

રૌશનઆરાના આ શબ્દોએ અગ્નિમાં ઘીનું કાર્ય કર્યું.

શાહે ક્રોધથી કંપતા કહ્યું: 'હું પણ કહું છું કે ઇસ્લામ અને ઇસ્લામી સલ્તનતને માટે હું ત્હારા જેવી લાખ્ખો પુત્રીઓને કુરબાન કરી દઇશ; પરંતુ ઇસ્લામના પાક નામને ડાઘ નહીં લાગવા દઉં.'

સુખમાં ઉછરેલી રાજકન્યા ત્યાગના મહત્વથી અણજાણ હતી. દુ:ખનું બિહામણું સ્વરૂપ જોઇને તે આકુળ બની ગઇ; અને મ્હોટેથી રડતી પિતાના ચરણોમાં પડી. બન્ને હાથે પિતાના પગ પકડીને એણે દીન સ્વરે કહ્યું: 'રહમ કરો અબ્બાજાન! રહમ કરો!'

રૌશનઆરાના આ શબ્દો શાહનાં હૈયાને પીગળાવવા માટે બસ હતાં. એનું હૃદય એક સાચા પિતાનું હૃદય હતું. એની એ એકલવાયી પુત્રી હતી; અને તેથી એના પર શાહનો ખૂબ-ખૂબ પ્રેમ હતો. ક્ષણભરને માટે શાહ ચિન્તામાં ડૂબી ગયા. થોડીક ક્ષણો વીતી. અચાનક એક વિચાર એમના મનમાં સ્ફૂર્યો: 'જો એમ કરવાથી બજાજી ઇસ્લામનો અંગીકાર કરતો હોય તો પછી શી હરકત છે?' એમણે કહ્યું: 'રૌશન!'

'અબ્બાજાન!'

'ત્હારૂં જીવન હવે બજાજીના હાથમાં છે.'

'એ કેવી રીતે? બાપુ!'

'જો તે ઇસ્લામનો અંગીકાર કરી મુસલમાન બની જાય તો ત્હમે બન્ને જીવિત રહી શકશો.'

'હાય! અબ્બાજાન! ત્હમે આ શું ફરમાવી રહ્યા છો?'

'લાચાર છું રૌશન! હું અત્યંત કફોડી સ્થિતિમાં છું. મ્હારૂં માથું ફરી જાય છે. ઉપરથી મુગલો દબાવી રહ્યા છે. બીજી બાજુ શિવાજીએ તમામ મુલ્ક લૂંટી લીધો છે. વૃદ્ધાવસ્થાને લીધે હવે મ્હારામાં તાકાત રહી નથી. મ્હારા સરદારો પર મ્હને વિશ્વાસ નથી. આજ લગી ત્હારા તરફ જોઇને હું સુખના શ્વાસ લેતો હતો, પરંતુ ત્હેં પણ એ સુખને મિટ્ટીમાં મેળવી દીધું. બજાજી ત્હને ચાહે છે. જો તે મુસલમાન બની જાય તો મ્હને મદદ કરે, અને દક્ષિણની ન્હાની ઇસ્લામી સલ્તનત કાયમ રહી શકે.

રૌશનઆરા ચિન્તામાં ડૂબી.

શાહે બોલવાનું ચાલુ રાખ્યું, 'એમાં ત્રણ જણાંને લાભ છે. રૌશનઆરા! ત્હારૂં જીવન સુખમય બનશે; ઇસ્લામી સલ્તનતનું રક્ષણ થશે, અને મ્હારી વૃદ્ધાવસ્થા આરામમાં વીતશે. મ્હારૂં કહેવું માનીશ તો કાલે જ એની સાથે ત્હારા નિકાહ કરાવી આપીશ. લાલબાગના

મહેલમાં ત્હમે બન્ને આરામપૂર્વક રહેજો. પછી કોઈ વાતની ચિન્તા નહીં રહે, અને જો મ્હારી વાતનો ઇન્કાર કર્યો તો મ્હારા શાહી હુકમથી કાલે જ એની કત્લ કરાવી નાખીશ. તું જીવનભર રડતી રહીશ, અને ત્હને જોઇને હું રોયાં કરીશ. મ્હારી સલ્તનત મ્હને જોઇને રડયાં કરશે. બોલ, રૌશન! શું પસંદ છે? રૂદન કે હાસ્ય?'

રૌશનઆરાએ મનમાં જ કહ્યું, 'અતિ વિકટ સમસ્યા છે. મ્હારા દિલમાં અત્યારે બે મહોબ્બત વચ્ચે યુદ્ધ ચાલી રહ્યું છે. કોની તરફદારી કરૂં? પિતાની મહોબ્બત પોતાના અહેસાનોનો બદલો માગે છે, અને પ્રિયતમનો પ્યાર પોતા તરફ ખેંચી રહ્યો છે. હું અહેસાન વિમુખ નહીં થાઉં. પિતાના પ્રેમની હું બન્દિની છું: એ પ્રેમને નિભાવવો એ મ્હારૂં કર્તવ્ય છે.' એણે શાન્ત થઇ શાહને કહ્યું, 'કોશિશ કરીશ, અબ્બાજાન! પછી તો ખુદાતાલાએ મંજુર કર્યું હશે તે થશે!'

'જાઓ બેટી! તું શહીદ બનવાને જાય છે એમ સ્હમજજે.'

### ૩

'યા ખુદા! કાલે હું એમને આઝાદ કરવાનું વચન આપી આવી હતી અને આજે હું કયા મુખે મુસલમાન બનવાનું કહી શકીશ? હજુ કાલે તો હું ખુદ હિન્દુ બનવાને જવાની હતી, અને આજ હું એમને ઇસ્લામનો અંગીકાર કરાવવાને તત્પર બની છું. તેઓ શું કહેશે? તેઓ મરી જશે પણ મુસલમાન તો નહીં બને. ખયર, જાઉં તો ખરી. હું એમને કહીશ કે ત્હમારા ધર્મ કરતાં મ્હેં ત્હમારા પ્રાણનું મૂલ્ય અધિક માન્યું છે.' અને તે ઉઠી.

આકાશમાં કાળી ઘટાઓ છાઇ રહી હતી. પાણી વરસી રહ્યું હતું. રાજધાનીના સિંહદ્વાર પર મધ્યરાતનો ટકોરો વાગ્યો, અને રૌશનઆરાએ બજાજીના ખંડમાં પ્રવેશ કર્યો. બજાજી રૌશનને સહજ જોઈ રહ્યો હતો. રૌશનઆરાએ હસવાનો વ્યર્થ પ્રયાસ કર્યો. પરંતુ

હાસ્યને બદલે કરુણા વિખરાઇ પડી. તે પોતાની જાતને સાચવી શકી નહીં–તે ડૂસકાં ભરવા લાગી.

'શું છે? શાહજાદી! તું રડે છે શા માટે?'

ઉત્તર મળવાને બદલે ડૂસકાં વધવા લાગ્યાં.

'પ્રિય રૌશન!' બજાજીએ ઊઠીને એક ડગલું આગળ ભર્યું.

રૌશને પોતાનો પુષ્પલતા શો નાજુક દેહ બજાજીના દીર્ઘકાય શરીર પર ઢાળી દીધો અને ડૂસકે ડૂસકે તે રડવા લાગી.

'રૌશન! શા માટે રડે છે પ્રિયે?'

રૂંધાએલા કંઠે એણે જવાબ આપ્યો: 'પ્રિય બજાજી...' એનાથી આગળ બોલી શકાયું નહીં. આંખોમાંથી અવિરત અશ્રુધારા વહેવા લાગી.

પોતાના દુપટ્ટાથી આંસુ લુંછી બજાજીએ કહ્યું: 'શાન્ત થા શાહજાદી! કહે, ત્હને શું થાય છે? મ્હને લાગે છે કે બધી બીનાની બાદશાહને જાણ થઇ ચૂકી છે, છતાં યે એથી ત્હારે ડરવાની કાંઇ જરૂર નથી. જ્યાં સુધી બજાજીના શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી ત્હારે નિર્ભય રહેવું જોઇએ.'

કાંઇક શાન્ત થતાં રૌશનઆરાએ કહ્યું: 'બજાજી! ત્હમે મ્હને ચાહો છો?'

'રૌશન! હૃદય ચીરીને બતાવવાની કલા હું શીખ્યો હોત તો તે ચીરીને હું રૌશનને એની બીજી પ્રતિમા દેખાડત; પરંતુ ફરીથી એ પ્રશ્નની શી જરૂર પડી!'

'બજાજી! અત્યારે હું ધર્મસંકટમાં છું.'

'રૌશન! હું ત્હારો છું. ત્હારે ખાતર કઠિનમાં કઠિન કાર્ય કરવાને પણ હું તત્પર છું.'

'બજાજી! મ્હારા હૃદયમાં ભયાનક ક્રાન્તિ મચી રહી છે! મ્હારો આત્મા ગભરાઇ રહ્યો છે. એ વાતનો વિચાર કરતાં પણ હું કંપી ઊઠું છું. કેમ કરીને કહું મ્હારા પ્રિયતમ!'

'શું તું પાગલ બની ગઈ છે? બોલ, ત્હારી આવી દશા કોણે કરી મૂકી?'

'કેમ કહું? એ મહા ભયંકર વાત છે. સાંભળશો તો ત્હમે મ્હને ધુતકારી કાઢશો–ઠોકરે મારશો. મ્હારો પ્રાણ લઇ લો તો યે નવાઇ નહીં.'

'કાંઇ કહે તો ખરી! એવું તે શું બન્યું છે?' એને આલિંગન કરતાં બજાજીએ કહ્યું.

'છોડો, મ્હને મૂકી દ્યો! હું કહીશ–જરૂર કહીશ. કહેવાને માટે જ હું અહીં આવી છું.' પોતાના અંચલથી આંસુ લુંછીને એણે ધીરે ધીરે કહેવાની શરૂઆત કરીઃ 'હૃદયને સખ્ત બનાવી રાખો વીરવર! અને સાંભળો. આ દાસીને માટે ત્હમારે મુસલમાન બનવું પડશે.'

'રોશન! શું તું મ્હારો ઉપહાસ કરી રહી છે?'

'નહીં, ઇસ્લામના પુજારી મ્હારા પિતાએ ત્હમને મુસલમાન બનાવવાની આજ્ઞા ફરમાવી છે.'

'અને ત્હેં એનો સ્વીકાર કરી લીધો? રોશન! શું તું એ વખતે મ્હને અને મ્હારા પ્રેમને ભૂલી ગઈ હતી? જા, મ્હારી આગળથી દૂર થા!' પોતાના બળવાન બાહુએથી એને તરછોડી ધક્કો મારતાં બજાજીએ ક્રોધપૂર્વક ફરીથી કહ્યું, 'વાહ રે! સ્રીચરિત્ર! આખરે તું ત્હારી જાત પર ગઇ. રોશનઆરા! કાલે તો ત્હેં કહ્યું હતું કે હું આવીને ત્હમને મુક્ત કરીશ–આપણે બન્ને ન્હાસી છૂટીશું; અને આજે તું મ્હને મુસલમાન બનાવવા આવી છે!'

'બજાજી! એમાં કોઈ દગાબાજીની વાત નથી. હું ત્હમને ચાહું છું–સાચા હૃદયથી ચાહું છું.'

'મ્હારે એવા પ્રેમની જરૂર નથી. હું એવા નારકીય પ્રેમને ઠોકરે મારૂં છું, સમજી?'

'બજાજી!' રોશનઆરાએ દીન વાણીમાં કહ્યું, 'હું સાચું કહું છું—ખુદાના કસમ ખાઇને સાચું કહું છું. અબ્બાજાને કહ્યું છે કે 'તું મ્હારૂં કહેવું નહીં માને તો કાલે બજાજીનું શિર ધડથી જૂદું થઈ જશે.' હું ગભરાઇ ગઇ હતી પ્રિયતમ! હું શું કરૂં? એમણે કહ્યા પ્રમાણે, ત્હમને મુસલમાન બનાવવાની ખાત્રી ન આપી હોત તો કાલે જ ત્હમારૂં માથું ઉડાવી દેવામાં આવત. ત્હમારા ધર્મ કરતાં મ્હેં ત્હમારા પ્રાણનું મૂલ્ય અધિકું માન્યું.'

'પરંતુ હું તો ધર્મની વેદી પર હસતાં હસતાં પ્રાણનું બલિદાન આપી દઇશ. એ તો અમ ભારતવાસીઓને કાજે ડાબા હાથના ખેલ જેવું છે. મૃત્યુનો ભય એમને ધર્મના માર્ગ પરથી વિચલિત નથી કરી શકતો.'

રોશનઆરાએ ક્ષણભર થંભીને કહ્યું: 'બજાજી! હું પણ મૃત્યુને ભેટવા માગું છું. મ્હને મારી નાખો; પરન્તુ મારતા પહેલાં એકવાર પ્રેમભર્યા શબ્દો કહો કે, 'રોશન હું ત્હને ચાહું છું.' તે ઉત્તેજિત બની ગઇ. આવેગભરી એ બજાજીને વળગી પડી અને આંસુભરી આંખે બોલીઃ 'બજાજી! પ્રિયતમ! હું મરીશ. મ્હારા અરમાન, મ્હારી ઉમ્મિદો એ સૌને દિલમાં છુપાવીને મરીશ. ત્હમને ધર્મના નામ પર મરતાં આવડે છે, તો મ્હને પણ પ્રેમની વેદી પર કુરબાન થતાં આવડે છે,'

બજાજી શાન્ત થઇ ગયો. એનું હૃદય, યુવકહૃદય હતું. રમણી રહસ્યથી અપરિચિત એવો એ ભોળો નવયુવક હતો. રોશનઆરાના ઉપરોક્ત શબ્દોએ એના હૃદયને રડાવી દીધું. એની આંખોમાંથી બે ગરમ અશ્રુબિન્દુએ રોશનઆરાના ગાલ પર ટપકી પડયાં. રોશન-આરા ધીમે ધીમે બજાજીથી છુટી પડી. બજાજી સ્તબ્ધ હતો; એના નયનોમાં વેદના ભરી હતી.

રોશનઆરાએ કમરમાંથી કટાર કાઢી અને બોલીઃ 'હું જાઉં છું, પ્રિયતમ! આ ઘટનાને હવામાં વિલીન થઇ ગયેલા વીણાનાદ

ઝંકાર જેવી માની લેજો !' તે કટારને હૃદયમાં ઝુલાવવા જતી હતી એટલામાં બજાજીએ એનો હાથ પકડી લીધો, અને બોલ્યો: 'ઊભી રહે ! આ તું શું કરે છે ?'

'નહીં, મ્હારા અપરાધની આ યોગ્ય શિક્ષા છે. મ્હને મરવા દો.'

બજાજીએ કહ્યું: 'રૌશન! શાહજાદી! મ્હારા હૃદયમાં તુફાન જાગી રહ્યું છે. મ્હારૂં હૃદય વ્યાકુળ બની રહ્યું છે. અજ્ઞાત ભયની આશંકા મ્હારા હૃદયમાં તાંડવનૃત્ય કરી રહી છે. હું એકાન્ત માગું છું. મ્હારે શાન્તિ જોઇએ છે. મ્હારૂં માથું ઘૂમી રહ્યું છે. મ્હારા મનમાં ભયાનક યુદ્ધ ચાલી રહ્યું છે.'

તલવારોનો ખડખડાટ અને તોપોનો ગડગડાટ ચાલતો હોય ત્યારે શિલાની માફક અચલ ઊભો રહેનાર વીર સેનાપતિ બજાજી વિહ્વલ બનીને બાળકની માફક રડી પડયો. પ્રેમના વિકૃત સ્વરૂપે એને દીન બનાવી મૂક્યો. આ વખતે રૌશનઆરા કરુણ અને વિવશતાની પૂતળી જેવી બની ઊભી હતી. એણે કહ્યું: 'અબ્બાજાનના દિલમાં એક વાત ભરાઇ બેઠા પછી તેઓ કોઇનું કાંઇ સાંભળતા નથી. ત્હમે મુસલમાન નહીં બનો તો તેઓ કાલે ત્હમને મારી નાખતાં નહીં ખચકાય. પછી હું ત્હમારા વિના કેમ જીવી શકીશ? નહીં, હું ત્હમારા પહેલાં મરીશ. હિન્દુઓ પતિની અગાઉ મરવામાં પોતાનું સૌભાગ્ય સમજે છે. હું પણ હિન્દવાણી બની ચૂકી છું. મ્હારે માટે પણ એ જ ઉચિત છે.' નયનોમાં સમસ્ત કરુણા–સમસ્ત પ્રેમ એકત્રિત કરીને તે બજાજી તરફ જોવા લાગી.

'રૌશન! શાહની પાસે એક દિવસની મુદત માગી લે. અત્યારે તું જા. મ્હને એકાન્તમાં રહેવા દે.'

'પિતાજી મુદત નહીં આપે. ગમે તેમ હો પણ હું ત્હમારી આજ્ઞાનું પાલન કરીશ. મ્હારા કિસ્મતમાં જે લખાએલું હશે તે થશે.'

તે જવા લાગી; અને ત્હેના થોડે દૂર ગયા બાદ બજાજીએ બૂમ પાડી: 'રૌશન! અહીં આવ!'

રૌશન પાછી ફરી. બજાજીના ચહેરા પર તેજના નાચી રહી હતી. આવેગમાં એણે કહ્યું: 'રૌશનઆરા! જા, તું શાહને કહી આવ કે હું મુસલમાન બનવાને તૈયાર છું. જગતનું રાજ્ય મ્હારે નથી જોઈતું. સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને માટે હજારો નવયુવકો જાન કુરબાન કરવાને યાહોમ કરી પડયા છે. મ્હારા એકલાના ન જવાથી એમાં કશી ખામી નહીં રહે. હું ધર્મની પણ પરવા નથી કરતો. મ્હારે રૌશનઆરા જોઈએ છે. હું રહું, મ્હારી રૌશન રહે અને રહે અમારૂં મધુર પ્રેમમિલન!'

રૌશનઆરા આશ્ચર્યચકિત દૃષ્ટિએ બજાજી તરફ જોઈ રહી. એની દૃષ્ટિમાં—એનાં નયનોમાં અનન્ત આનન્દ નાચી રહ્યો હતો.

બીજે જ દિવસે બજાજીને ઈસ્લામ ધર્મની દીક્ષા આપવામાં આવી અને રૌશનઆરા સાથે એના નિકાહ પણ થઈ ગયા.

કેટલા યે દિવસ આમોદ–પ્રમોદમાં વીતી ગયા; પરંતુ કોઈને શાન્તિ ન મળી. જે પ્રેમસુધાનું પાન કરવાનો ત્હેમણે આરંભ કર્યો હતો તે પ્યાલો વાસના અને વિકારોથી ભરપૂર હતો. બન્નેનું હૃદય શાન્તિને માટે તરફડવા લાગ્યું. બન્ને શાન્તિ ચાહતાં હતાં, પરંતુ શાન્તિપ્રાપ્તિને કાજે ત્હેમણે જે માર્ગનું અવલંબન લીધું હતું એમાં અનન્ત અતૃપ્તિ હતી. વાસ્તવમાં સાચા પ્રેમની સાધના વિરહ અને વેદનામાં થાય છે. એમાં જ અનન્ત મિલન છે, અનન્ત શાન્તિ છે. પ્રેમનું ચિરસ્વરૂપ એનાથી જ ઓળખાય છે ત્યાગની તપશ્ચર્યાને ભૂલીને બન્ને વાસનાના પ્રવાહમાં તણાઈ રહ્યાં હતાં. વાસનાઓની તૃપ્તિને માટે જેમ જેમ અધિક પ્રયત્ન કરવામાં આવતા, તેમ તેમ તે અધિકાધિક પ્રબળ થતી જતી હતી. એ બન્નેને ખબર નહોતી કે પોતે કઈ દિશામાં–કઈ તરફ પ્રયાણ કરી રહ્યાં હતાં. બન્ને પ્રેમના પવિત્ર પ્રાંગણમાંથી નિર્વાસિત થઈ વાસનાની અશાન્ત મરૂભૂમિમાં ફેંકાઈ ગયાં હતાં અને ત્યાં શાન્તિનું નામ લેવું એ પણ હાસ્યાસ્પદ લેખાય. આંખ હોવા છતાં યે બન્ને અન્ધ બન્યાં હતાં. શાન્તિના

સત્ય સંસાર પર આવરણ ઢંકાઇ ગયું હતું. વાસનાનું મેદાન ખુલ્લું હતું: આદિ કે અન્તવિહોણું. અતૃપ્તિનો અંધકાર તથા વિકારોની ભયાનક શિલાઓ સાથે અથડાતાં એ બન્ને વ્યાકુળ બન્યાં. કોઇ કોઇવાર બન્ને પરસ્પર ઉકળી જતાં બન્નેના સ્વભાવમાં કાંઇક અંશે ચિડિયાપણું આવી ગયું હતું.

રોશનઆરા કોઇ કારણવશ બ્હાર ગઇ હતી. બજાજી નતમસ્તકે બાગમાં એક પત્થરના આસન પર ઉદાસ મને બેઠો હતો. આજ સવારથી એના મનમાં સ્વરાજ્યના વિચાર ઘોળાઇ રહ્યા હતા. જે અનન્ત સાધનાને પન્થે તે અગ્રેસર બની પ્રયાણ કરી રહ્યો હતો ત્હેનું વિકૃત પરિવર્તન આજે ત્હેને બેચેન બનાવી રહ્યું હતું. એના હૃદયમાં ક્રાન્તિનું તૂફાન જાગવાની તૈયારી હતી. એટલામાં એક ફકીર એની સામે આવીને ઊભો રહ્યો. બજાજીએ એને પૂછ્યું: 'સાંઇ સાહેબ! આપ શું વાંચ્છો છો?'

'બાબા! સાંઇને ભીખ સિવાય બીજું શું જોઇએ?'

'ભીખ? વારૂ, ઊભા રહો!'

થોડી ક્ષણમાં એક થાળીમાં કેટલીક સુવર્ણમહોરો લઇને બજાજી બ્હાર આવ્યો. ઝુકીને વન્દના કરીને થાળી નમ્રતાપૂર્વક ફકીરની સામે ધરી. પરંતુ ફકીરનો ચ્હેરો ક્રોધથી લાલચોળ થઇ ગયો. આંખમાંથી અગ્નિ વરસવા લાગ્યો. એ બજાજીની સમીપમાં આવીને બોલ્યો, 'ફકીરલોક દેશદ્રોહી, ધર્મદ્રોહી, રાજ્યદ્રોહીના હાથની ભીખ કદાપિ સ્વીકારતા નથી. પાજી હરામખોર! યવનકન્યાના પ્રેમમાં ફસાઇને ધર્મને તિલાંજલિ આપનાર કુલકલંક! મ્હારી સામેથી દૂર થા! નહીં તો.........'

'સાંઇ સાહેબ! મ્હને માફ કરો!'

'હિન્દમાતા યવનોના અત્યાચારોથી દીન બની ગઇ છે. હિન્દુધર્મ ત્રાહિત્રાહિ પોકારી રહ્યો છે. દેશનો પ્રત્યેક બાળક ધર્મ

અને સ્વતંત્રાને માટે લડી રહ્યો છે. અને તું, જેના પર મ્હારો પૂર્ણ વિશ્વાસ હતો, તે બજાજી! મ્હારો શૂર સેનાપતિ આવી રીતે...'

'કોણ મહારાજ? શ્રી શિવાજી મહારાજ?'

'હા બજાજી! હું શિવાજી છું. વાહ ભાઇ વાહ! ખૂબ બાજી રચી. ખૂબ વિશ્વાસઘાત કર્યો. આની અને આવી આશા મ્હેં ત્હારી પાસે સ્વપ્ને ય નહોતી રાખી. બજાજી! ત્હમારા સૌના બાહુબળ પર જ મુસ્તાક બની મ્હેં સ્વરાજ્યનાં મૂળ નાખ્યાં હતાં. આવા પરિવર્તનોથી શું એ કાયમને માટે ટકી શકશે? સમસ્ત મહારાષ્ટ્ર ત્હારા આ ધર્મપરિવર્તનથી દુ:ખી છે. પરમપૂજ્ય માતાજી (જીજીબાઇ) ત્હારે સારૂ આંસુ સારી રહ્યાં છે. એમની જ આજ્ઞાથી હું ત્હને લઇ જવાને અહીં આવ્યો છું. શું હજુ યે ત્હને આ નરકમાંથી બ્હાર નીકળવાની ઇચ્છા નથી થતી?'

'હાય! મહારાજ! હું નીચ છું. નારકી છું, પાતકી છું! મ્હને બચાવો! મ્હને લઇ જાઓ. હું ગભરાઇ ગયો છું. આ નરકથી કંટાળી ગયો છું. પરંતુ હું તો મુસલમાન છું. મ્હને હિન્દુ કોણ કહેશે? મહારાજ! મ્હને ત્હમારા ભેગો મેળવી લો–પ્રિય હિન્દુધર્મમાં સ્થાન આપો! મહારાજ શું હું ફરીથી હિન્દુ બની શકીશ?' એણે શિવાજીના પગ પકડી લીધા.

'ઊઠ બજાજી! ઊઠ. ત્હને મુસલમાન કોણ કહે છે? ત્હારો આત્મા હિન્દુ છે. પશ્ચાતાપથી એ વધુ ઉજ્જવળ બન્યો છે. તું હિન્દુ જ છે. અત્યારે વધારે વખત નથી. આપણે અહીંથી તુરત જ ચાલી નીકળવું જોઇએ.'

શિવાજીની પાછળ પાછળ બજાજી પણ શાહી બાગની બ્હાર નીકળ્યો. પિંજરામાં પૂરાયલું પંખી સ્વતંત્રતાની હવા મળતાં સ્વચ્છન્દ ગતિએ પાંખો પ્રસારી આકાશમાં ઊડી રહ્યું હતું.

ઇતિહાસ કહે છે કે બજાજીને લઇને શિવાજી મહારાજ રાયગઢ આવ્યા, તથા એમની અનુમતિથી બજાજીને પુનઃ હિન્દુધર્મમાં લેવામાં

આવ્યો. સમાજ એની ઘૃણા ન કરે એટલા માટે શિવાજીએ પોતાની બહેનનું લગ્ન પણ બજાજી સાથે કરી આપ્યું.

૫

રાત્રિના દશ વાગી ગયા હતા. ચન્દ્રદેવ અસ્તાચલની નિકટ જઈ પહોંચ્યા હતા. પશ્ચિમ દિશામાં રક્તરંજિત લાલિમા છાઇ હતી. પ્રકૃતિ ઉદાસ હતી. સૃષ્ટિ નિસ્તબ્ધ હતી. બજાજી પોતાની નવપરિણીતા પત્ની સાથે પ્રેમાલાપ કરી રહ્યો હતો. એની પત્નીએ આકાશ તરફ જોઇ કહ્યું: 'ચન્દ્રમા ડૂબી રહ્યો છે. પ્રકૃતિએ કેવું ભીષણ સ્વરૂપ ધારણ કર્યું છે? હું એના તરફ દૃષ્ટિ કરું છું ને મ્હને બીક લાગે છે!'

બજાજીએ મન્દ હાસ્ય કરતાં કહ્યું: 'સ્ત્રીઓ તો સ્વભાવથી જ ડરપોક હોય છે. ચન્દ્રદેવના વિયોગે પ્રકૃતિ આંસુ સારી રહી છે.'

'પરંતુ નાથ! એ આંસુ તો રક્તરંજિત છે. અજ્ઞાત ભયની આશંકાથી હું ગભરાઇ જાઉં છું. હૃદય કહે છે કે કોઈ દુઃખપૂર્ણ ઘટના બનવાની છે.'

બજાજીએ પત્નીની વાતને ઉડાવતાં કહ્યું: 'ઊંહ! વાદળ ઘેરાવા આવ્યાં છે. ચાલ અંદર જઇએ.'

એટલામાં એક દાસીએ આવીને કહ્યું: 'બહાર એક સ્ત્રી આવી છે અને તે પોતાનું નામ રૌશનઆરા જણાવે છે. તે અંદર આવવા માગે છે. કોઇ પાગલ હોય એવી લાગે છે'.

રૌશનઆરાનું નામ સાંભળતાં જ બજાજીના હૃદય પર ભૂતકાળની સમસ્ત ઘટનાઓ ચિત્રપટની માફક નૃત્ય કરવા લાગી.

એની પત્નીએ પૂછ્યું: 'એ રૌશનઆરા કોણ છે? શું પેલી...'

બજાજીએ જાણે કાંઈ સાંભળ્યું ન હોય, એમ તે પાગલની માફક અવાક્ બની ગયો. એની પત્નીએ બજાજીની આ સ્થિતિ જોઇને દાસીને કહ્યું: 'પાર્વતી! મહારાજની તબિયત સારી નથી. જા, એને કહી દે કે દિવસે આવે.'

પાર્વતીએ જવા માંડ્યું. બજાજીએ બૂમ પાડીને કહ્યું, 'નહીં, નહીં, આવવા દે. એને અંદર મોકલ.'

'રૌશનઆરા આવી. બજાજીએ એને જોઈ પણ ઓળખી શક્યો નહીં. રૌશનઆરાએ આવતાં જ કહ્યું: 'હું મ્હારા પ્રિયતમની આખરી મુલાકાત લેવાને આવી છું. મ્હારા તરફ ધિક્કારની દષ્ટિએ ન જૂઓ.'

બજાજીએ ગદ્‌ગદ્ બની કહ્યું: 'રૌશનઆરા! શાહજાદી! ત્હારૂં અતુલ રૂપલાવણ્ય ક્યાં વિલીન થઇ ગયું?'

રૌશનઆરાએ કહ્યું: 'ત્હમારા ગયા બાદ હું પ્રેમનું મૂલ્ય સમજી. મ્હારા હૃદયમાં એક પ્રકારનો અગ્નિકુંડ ભભુકવા લાગ્યો. વિરહ ને અગ્નિ એમાં જોસબંધ બળવા માંડ્યાં. હું સમજી કે એ ત્યાગની વેદી હતી. પ્રેમના પરમ તત્ત્વને પામવા માટે એમાં આહુતિ આપવી જોઇએ. હું મ્હારા રૂપની આહુતિ આપવા લાગી. હૃદયના ઊંડાણમાંથી આદેશ મળ્યો કે અન્તિમ આહુતિ મ્હારે મ્હારા પ્રિયતમની સન્મુખ આપવી. આહુતિને માટે મ્હારી પાસે હવે કાંઇ જ બાકી નથી રહ્યું. આ હાડકાંનો માળો જ રહ્યો છે. એને પણ જેમ તેમ સાચવીને અહીં સુધી લઇ આવી છું.'

એનાથી બોલાતું ન હતું, થોડીવાર શ્વાસ લઇને એણે ફરીથી કહ્યું, 'હવે વધારે વખત નથી. મ્હારી એક જ ઇચ્છા છે, એક જ અભિલાષા છે. મ્હારો અપરાધ માફ કરો. મિલનમાં સુખની પ્રાપ્તિ નથી એ હું પૂર્ણ રીતે સમજી શકી છું. સુખની આશા મૃગતૃષ્ણા છે. દુઃખમાં જ સુખ છે. વિરહમાં જ અનન્ત મિલન છે, અનન્ત શાન્તિ છે. પ્રેમનું અનન્ત તત્ત્વ એમાં જ છે.' એનાથી વધારે ન બોલાયું. તે પૃથ્વી પર ઢળી પડી.

'રૌશનઆરા! હજુ યે તું મ્હારી પાસે રહી શકે છે.' રડતાં રડતાં બજાજીએ નિષ્કપટ ભાવે કહ્યું.

એની પત્ની પણ દયા ભાવે પ્રેરાઇને બોલી: ' હા દેવી! ખુશીથી આપ રહી શકો છો.'

' ત્હમે સાક્ષાત્ સતી છો, પરંતુ બ્હેન! હું ઘણી લાંબી મઝલ કાપી ચૂકી છું, માનવીગતિ કુંઠિત થઈ જાય એવા પ્રદેશની સમીપમાં હું જઈ પહોંચી છું. બજાજી! નહીં, નહીં હવે, હું કહીશ પ્રિયતમ! મારી એક અન્તિમ અભિલાષા છે.'

' શી ? '

' કે ત્હમારી ગોદમાં પ્રાણ વિસર્જન કરૂં.'

બજાજીએ આનન્દથી પ્રેમપૂર્વક ત્હેનું મસ્તક પોતાની ગોદમાં લીધું. રૌશનઆરાએ સુખનો શ્વાસ લઇ કહ્યું, ' જાઉં છું, નાથ! અપરાધ માફ...! મ્હને ભૂલશો નહીં. વિદા...' કહેતાં કહેતાં રૌશનઆરાનો આત્મા અનન્તમાં વિલીન થઈ ગયો.

બજાજીની પત્નીએ દીનસ્વરે કહ્યું, ' બિચારી ગઇ ! '

બજાજીની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. વાદળ પણ પાણી વરસાવવા લાગ્યાં. આ કરુણ દશ્ય નિહાળી તેઓ પણ રૂદન કરી રહ્યાં હોય તેમ.

ચન્દ્રદેવ અસ્તાચળમાં ડૂબી ગયા, અને ચારે તરફ ગાઢ ભીષણતા છાઇ રહી.



# મીના



"મીના!"

"પ્રિયતમ!"

"હવે શું થશે?"

"પિતાજીનું ખૂન થઇ ગયું છે. કાલ અલ્લાઉદ્દીન હવે તુર્ત જ દિલ્હી આવીને રાજસિંહાસન પર બેસી જશે."

"અને ત્હમે?"

"હું! મીના! મ્હારૂં હવે કાંઈ ન પૂછ. હું મહાદુઃખી, સંસારથી તરછોડાયેલો અભાગી છું."

"છિ! કાયરોની માફક રૂદન કરતાં ત્હમને લજ્જા નથી આવતી? મનુષ્યની માફક જીવતાં ન આવડે તો મરી શકો છો."

"નહીં મીના! મ્હારાથી હવે કાંઇ નહીં બની શકે. જોતી નથી કે સમસ્ત સૈન્ય અલ્લાઉદ્દીનનો શ્વાસ લઇ રહ્યું છે! પોતાના પ્રિય "જલાલ"ને માટે ત્હેમની આંખમાં એક આંસુ સરખું ય નથી. તું જૂએ છે મીના, કાલે જ પિતાના જયજયકારથી દિલ્હીનું એકેએક બાળક પ્રસન્ન થઈ ઊઠતું હતું, અને આજે હત્યારા અલ્લાઉદ્દીનના નામે ઉત્સવ ઉજવાઇ રહ્યો છે. આહ! મીના, આ સૂર્ય એ જ

છે કે જેણે જલાલુદ્દીન ખીલજીના સિંહાસન પર પોતાની અરુણિમા નાખીને ત્હેને સ્વર્ણરંજિત બનાવ્યું હતું, અને આજે ત્હેના સ્થાને અલ્લાઉદ્દીન પર પોતાનો તેજોમય પ્રકાશ નાખશે. આ આકાશ, આ તારા અને આ દીર્ઘ રાત્રિઓ : હવે એ સૌ અલ્લાઉદ્દીનનાં જ બની ગયાં છે. જલાલનું નામ પણ હવે કોઇ લેવા નથી માગતું..."

"એ પ્રમાદ છે, અકાત ! શું ત્હમે બદલો લેવા નથી માગતા ?"

"બદલો ? બદલાથી શું વળશે ? પિતાજી તો જીવતા નહીં થાય. ભારતવર્ષમાં નકામો હાહાકાર મચી ઉઠશે !"

"એમ કેમ નથી કહેતા કે ત્હમને મૃત્યુનો ડર લાગે છે ? ભારતના નામ પર જૂઠો આક્ષેપ મૂકી, અકર્મણ્ય બનીને સ્ત્રીઓની માફક બેસી રહેતાં શરમ નથી આવતી ?"

"મીના !"

"ચુપ રહો. મીના કાયરોની પ્રેમીકા નથી."

"નહીં મીના ! હું મૃત્યુથી નથી ડરતો."

"તો પછી કોનાથી ડરો છો ? અલ્લાઉદ્દીનથી ?"

"નહીં."

"મીના ! હું...હું ડરતો નથી. મ્હને ન બોલાવ."

"સમજી ગઇ. મૃત્યુથી ડરીને બ્હાનાં બનાવો છો; તો યાદ રાખજો કે દિલ્હીના સિંહાસન પર ન તો અલ્લાઉદ્દીન બેસી શકશે કે ન તો ત્હમે બેસી શકો."

"મીના ! ઘડીભર થંભી જા જો ! હું કાયર નથી. મ્હારામાં બળ છે. સાહસ છે. પણ એક ઉણપ છે. હું ફળનો વિચાર કરૂં છું, કેમકે હું કર્મ કરૂં છું પણ ફળને માટે જ. હું નિસ્વાર્થ કર્મવાદી નથી, તેમ થઇ શકીશ પણ નહીં. મ્હારા પ્રયત્નમાં હું નિષ્ફળ નીવડીશ તો કાકા મ્હને જીવતો બાળી મૂકશે. તું એમના ક્રોધને નથી ઓળખતી. મ્હેં એ જોયો છે. ઓહ મીના ! તે દિવસે

માળવામાં હું ત્હેમની સાથે હતો. કાકા રહમત પર તેઓ કોઇ વાતે નારાજ થયા. એટલે ત્હેમને હુકમ કર્યો કે રહમતનાં બાળક, ત્હેમની વૃદ્ધ મા તથા ત્હેની સ્ત્રી—સૌને એક મેદાનમાં ઊભાં કરવામાં આવે. કાકા પોતે પણ ત્યાં હાજર હતા. હું પણ પાસે ઊભો હતો. ત્હેમને આજ્ઞા ફરમાવી કે રહમતની ખાલ ઉતારી નાખવી. ઓહ! મીના! આગળ ન સાંભળીશ... જલ્લાદોએ નિર્દયતાપૂર્વક ત્હેની ખાલ ઉતારી અને પછીથી ત્હેના શરીર પર મરચાં લગાડવામાં આવ્યાં. તે બિચારો દર્દથી રડતો હતો; અને ક્ષણભરમાં તો ત્હેનું નિર્જીવ શરીર કાકાના ચરણોમાં પડ્યું. કાકાએ એ શરીરને એક ઠોકર મારી. આવી બાબતો તો ત્હેમને માટે સાધારણ વસ્તુ છે. એનાથી યે બેરહમી અને નિર્દયતાનાં કાર્ય કરતાં ત્હેમને આંચકો નથી લાગતો."

"અકાત! મ્હને ત્હમારા પર હસવું આવે છે."

"હસી લે, મીના! તું પણ હસી લે. હવે એ પણ બાકી શા માટે રહે! કાલ સુધીમાં કાકા પણ આવી પહોંચશે. સિંહાસનને માટે હું ક્યાંય વિદ્રોહ ન જગાવું એટલા માટે તેઓ મ્હારાથી બ્હીએ છે. મ્હને ભય છે કે ત્હેમના આવતાં જ મ્હારૂં મસ્તક જૂદું થઈ જશે."

"પણ મસ્તક જૂદું થતાં અગાઉ ત્હમે પિતાજીના હત્યારાનું મસ્તક જૂદું કરી શકો તેમ નથી? ખુદાએ ત્હમને આવડું મોટું શરીર દેખાવ માટે નથી આપ્યું. તલવારથી ત્હમે......

"મીના! કોશિશ કરીશ. અરે! ત્હારી એવી જ ઇચ્છા છે તો હું એમ જ કરીશ."

"લ્યો અકાત, આ છુરી લ્યો. એનાથી ખૂનીનો બદલો ચુકવજો. જો વિજય મળશે તો ફરીથી મીના પણ ત્હમારા વિજયમાં પોતાના જીવનની સફળતા માનશે અને પરાજય થયો તો સ્વર્ગમાં પુન: ત્હમારાં દર્શન થશે."

૨

દિલ્હીના સિંહાસન પર કેટલાયે રાજાઓ આવ્યા અને ગયા. દિલ્હી કેટલીયે વાર ઉજ્જડ બન્યું અને ફરીથી વસ્યું. તૈમૂરે ત્રણ દિવસમાં આ જગતવિખ્યાત, સમૃદ્ધિશાળી નગરને નષ્ટભ્રષ્ટ કરી નાખ્યું પરંતુ એને જોઇને આજે કોણ કહી શકે એમ છે કે જુલ્મગારોએ ત્યાં આવીને લૂંટ ચલાવી હશે. જે સમયની આ કથા છે તે સમયે ભારતવર્ષ આટલો ગરીબ નહોતો. લોકો ભૂખ્યા પેટે સૂતા નહોતા. અત્યાચાર હતા પણ પેટનો માર નહોતો. મ્હોટી મ્હોટી કૉલેજો અને યુનિવર્સિટીઓ નહોતી. ન્હાનાં ન્હાનાં મદ્રેસાઓ હતા. પણ ત્યાંના વિદ્યાર્થીઓને મદ્રેસામાંથી નીકળતાં જ રોટીની ચિંતા નહોતી કરવી પડતી. લંકેશાયર અને મેન્ચેસ્ટરમાં બનેલાં બારીક રંગબેરંગી વસ્ત્રો નહોતાં, પરંતુ જે સ્વદેશી વસ્ત્ર હતાં એમાંથી સ્વદેશનો ધ્વનિ ગૂંજી ઊઠતો હતો. એમાં ભારતનું ગાન અને ભારતીય રાગનું સંમિશ્રણ હતું. એ ભારતની મહેનત હતી, લોહી નહીં. એ વખતે કાલે કોણ રાજા થશે એની કોઇને ખબર નહોતી પડતી. એની ચિંતા કરવાની લોકોને ફુરસદ નહોતી તેમ જ્ઞાન પણ નહોતું. નવીન ઇતિહાસકારોની દ્રષ્ટિએ તેઓ મૂર્ખ અને અસભ્ય હતા. ભારતવર્ષમાં અલ્લાઉદ્દીનનું રાજ્ય હિમાલયના ઊંચા ગગનચુંબી શિખરથી માંડીને દૂર–સુદૂર કાવેરીતટ પર્યંતનું હતું. અલ્લાઉદ્દીનના નામથી માતાઓ પોતાનાં રડતાં બાળકોને બીવરાતી. ત્હેણે હિન્દુઓ પર મનમાન્યા અત્યાચારો કરીને ત્હેમને અધમ, નીચ અને જીર્ણશીર્ણ બનાવવાની ચેષ્ટા કરી હતી. ત્હેના રાજ્યના દરવાજા પર હમેશાં માનવીઓનાં કાપેલાં મસ્તકો લટકાવેલાં રહેતાં. એનાં ક્રોધાગ્નિમાં કેટલીએ ન્હાની મ્હોટી જાગીરો ભસ્મિભૂત બની ગઇ. ત્હેણે પદ્મિનીને પ્રાપ્ત કરવા માટે ત્રણ વાર ચિતોડ પર ચઢાઈ કરી છતાં ય ત્હેને ન મેળવી શક્યો. એ અલ્લાઉદ્દીનના સમયની આ કથા છે.

દક્ષિણ વિજય ઉપરાંત અલ્લાઉદ્દીને પોતાના પિતાતુલ્ય કાકાની હત્યા કરીને ત્હેનું રાજ્ય પચાવી પાડયું. દ્રવ્યના લોભથી સઘળું સૈન્ય ત્હેને આધીન બન્યું હતું. છતાં યે વિશ્વાસઘાતીને હમેશાં પોતાની ચિંતા રહેતી. દિલ્હી આવતાં જ ત્હેણે હુકમ કર્યો કે ' અકાતનું મસ્તક કાપી નાખવામાં આવે. ' શા માટે ? કેમકે ત્હેને (અલ્લાઉદ્દીનને) ભય હતો કે કદાચિત અકાત રાજ્યસિંહાસન માટે ષડ્યંત્ર રચશે. અભાગી અકાત, એકલો નિસ્તબ્ધ રજનીમાં ન્હાસી છૂટયો. અલ્લાઉદ્દીનના માણસો ત્હેનો પત્તો ન મેળવી શકયા. પછી તો આખા રાજ્યમાં દાંડી પીટાવવામાં આવી. અકાતના શીરને સાટે સુવર્ણદીનારોનું ઇનામ જાહેર કરવામાં આવ્યું. પણ નિરર્થક. કેટલાએ ગુપ્તચર ત્હેની પાછળ મોકલવામાં આવ્યા; પણ ન અકાત મળ્યો કે ન તો ત્હેની છાયા મળી.

એક દિવસ સુલતાન ત્હેની પ્રેયસીના શયનાગારમાં ઘુસ્યા. ત્હેના મુખ પર નીચતાની છાયા તરવરી રહી'તી. કામમાં ઉન્મત્ત બનેલા સુલતાને ત્હેને ઈશારાથી બોલાવી : " મીના ! "

" હજૂર."

" તું માનીશ નહીં ? "

" શું ? "

" જાણવા છતાં યે નાસમજ શા માટે બને છે, મીના ? તું નથી જાણતી કે ત્હારી મહોબ્બતે મ્હારી શી દશા કરી છે ? "

" પણ હજૂર તો જાણે છે કે......

" હા, હું જાણું છું, બરાબર જાણું છું કે તું અકાત પર પ્રેમ રાખે છે. પણ હવે અકાત છે કયાં ? "

" હજૂરે જ ત્હેમને મારી નાખવાની આજ્ઞા આપી હતી. "

" નહીં, મીના ! એ ત્હારો ભ્રમ છે. હું ત્હેને મ્હારા પુત્ર કરતાં યે અધિક ચાહતો હતો. પણ ત્હેણે પોતે જ ડરીને દિલ્હીનો ત્યાગ કર્યો છે."

"અને જહાંપનાહ! ત્યારે ત્હેમના નામે ત્હેમના મસ્તક માટે ચાલતી ચર્ચાનો અર્થ શો?"

"તું પાગલ બની ગઇ છે, મીના! એ બધી વાતો તું ભૂલી જા, અને મ્હારી વાત માન."

"જહાંપનાહ, હું એક ગરીબ દાસી છું અને આપ તો શહેનશાહ છો. મ્હારી અને આપની બરાબરી ન થઇ શકે."

"નહીં મીના! તું ભૂલે છે. તું સ્વર્ગની અપ્સરા છે, અથવા તો કોઈ ઉદ્યાનની એક અધખીલી કલિકા છે. ત્હારૂં રૂપ શીતલ જ્વાલા છે, અને ત્હેમાં જલવાથી ઠંડક-શાંતિ મળે છે."

"પરંતુ અકાત?"

"ગુજરાતમાં એક રાજપૂતે ત્હેની હત્યા કરી છે એવું સાંભળ્યું છે. તું એને ભૂલી જા."

"નહીં જહાંપનાહ! એ યોગ્ય નથી. અકાતે મ્હને વચન આપ્યું હતું કે તે એકલો નહીં મરે. ત્હેની સાથે મ્હારૂં પણ શબ ઉપડશે."

"ક્યાં અકાત અને ક્યાં તું? ત્હેનો નિર્જીવ દેહ અત્યારે કોઇ નિર્જન માટીમાં ઢગલા નીચે દબાયેલો પડ્યો હશે."

"હજૂર! શું હિન્દુસ્તાનના પ્રબળ પ્રતાપી બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીને કોઈ અન્ય યુવતી નથી મળી શકતી?"

"મીના! હવે બહુ થયું. સબૂરીની પણ હદ હોય છે. હું કહું છું કે એક બાજુ મ્હારી વાસનાઓની તૃપ્તિમાં જીવનભર આનંદ અને આ પૃથ્વી પર જ સ્વર્ગ છે; અને મ્હારી અવજ્ઞાનું પરિણામ કેટલું ભયંકર આવે છે એની ત્હને ખબર છે?"

"ખબર છે, જહાંપનાહ, મ્હને બરાબર ખબર છે. પણ......"

"ઠીક, હું ત્હને પાંચ મિનિટ વિચાર કરવાનો સમય આપું છું. પછી આ તલવારથી હું પોતે જ ત્હારી ગરદન અલગ કરી નાખીશ. જોઉં છું. અકાત કઈ રીતે ત્હારી રક્ષા કરે છે."

"હજૂર, પાંચ મિનિટનો વખત પણ શા માટે આપો છો? હું તો હમણાં પણ તૈયાર છું. મરતી વખતે પ્રાર્થના કરવા જેટલો વખત તો આપશોને?"

"પ્રાર્થના! કોની? ખુદા તો હું છું. જે ખુદાને તું યાદ કરે છે તે ત્હને નહીં બચાવી શકે. મ્હારી પ્રસન્નતામાં ત્હારૂં જીવન અને મ્હારા ક્રોધમાં ત્હારૂં મૃત્યુ છે."

"જહાંપનાહ! હું તૈયાર છું." કહીને મીનાએ પોતાની ગરદન ઝુકાવી.

હૃદયશૂન્ય અલ્લાઉદ્દીને તલવાર ઉપાડી. પણ અકસ્માત પાછળથી કોઇએ એક છરો અલ્લાઉદ્દીનની છાતીમાં ભોંકી દીધો. ઘા તીક્ષ્ણ હતો. અલ્લાઉદ્દીન બેહોશ બનીને પડ્યો. અકાત અને મીનાને કેદ કરવામાં આવ્યાં.

૩

મીના અને અકાત ફાટેલાં ચીથરાં લપેટી બેઠાં હતાં. તે કાળી કોટડી હતી. આજે તેઓ એક બીજાને મળી શકતાં હતાં. કાલે સૂર્યોદય થતાં જ બન્નેને એક બીજાથી અલગ કરવામાં આવશે. અલ્લાઉદ્દીનના દરબારમાં શાહી કુટુંબની બે વ્યક્તિઓ પર કાલે અભિયોગ ચાલશે. દૂર દૂરના પ્રાન્તીય સુબેદાર એ અલૌકિક અવસર જોવાને માટે આવ્યા હતા. પરંતુ હજુ સુધી કોઇને ય ખબર ન હોતી કે એ નાટકનો નાયક કોણ હતો. એ કાળી કોટડીમાં મીના અને અકાત શાન્ત ચિત્તે બેઠાં હતાં. બ્હાર આકાશમાં વાદળ છાયાં હતાં. પણ ત્હેમની આંખો કાળી રાત્રિને ભેદીને આકાશ સુધી પહોંચી શકતી નહોતી. એકાએક અકાતે કહ્યું, "મીના!"

"પ્રિયતમ!"

"આજે કેટલા દિવસો બાદ આપણે ફરીથી મળ્યાં છીએ!"

"પરંતુ કેવી રીતે? કયા સંજોગોમાં?"

"એની શી ચિંતા છે. જીવન પરિવર્તનશીલ છે."

"મ્હેં જ ત્હમારી આવી દશા કરી છે અફાત!"

"મ્હારે ખાતર તું અહીંઆ આવી પડી છે, મીના! નહીં તો આજે તું અલ્લાઉદ્દીનની સામ્રાજ્ઞી બની હોત."

"એ બધી વાતોને ભૂલી જાઓ, અફાત."

"ત્હને યાદ છે ને મીના! મ્હેં કીધું હતું કે આપણે બન્ને સાથે જ આત્મોત્સર્ગ કરીશું."

"હા, બરાબર યાદ છે."

અફાત મીનાની પાસે આવ્યો. મીના ગીત ગાવા લાગી. એ ગીતનો અર્થ આવો હતોઃ 'હું સ્વતંત્ર કોકિલા હતી. વિસ્તૃત વનમાં હું સ્વાધીન ઘૂમતી હતી. ન્હોતું કોઈ મ્હારે સાથી કે નહોતું કોઇ સંગી. સમયે મ્હારૂં ભાગ્ય પલટાવી નાખ્યું.

'હું સુવર્ણપિંજરમાં પૂરાઈ. ત્યાં મ્હને સર્વ પ્રકારનું સુખ હતું. મ્હારા સ્વામી મ્હને પ્રેમથી બોલાવતા, પણ હું રડયા કરતી. હું હસવાનું જ ભૂલી ગઇ'તી. મ્હારા સ્વામી નારાજ થયા. ત્હેમણે પિંજરૂં ખોલ્યું. હું ફરીથી સ્વતંત્ર બની અને એ વનમાં સ્વતંત્રતાથી વિચરૂં છું. રડવાનું હું હવે ભૂલી ગઇ છું અને સદૈવ હસતી જ રહી છું.'

અફાતે કહ્યું, "મીના!"

"પ્રિયતમ!"

"કાલે આપણે પણ સ્વતંત્ર બની જઈશું."

"જરૂર."

"કાલે આપણે પણ એવી રીતે હસતાં હસતાં વિસ્તૃત વનમાં વિચરીશું."

"હા પ્રિયતમ!" કહીને મીનાએ પોતાનું મસ્તક અફાતના વિશાળ વક્ષસ્થળમાં છૂપાવી દીધું.



# સુ ન ય ના



**સુનયના** જો કે આંધળી હતી, પણ ત્હેમાં એનો પોતાનો શો દોષ હતો તે તે પોતાના જીવનમાં કદિયે સમજી શકી નહીં. એ સમજવાનો ત્હેણે પ્રયત્ન નહોતો કર્યો એમ નહીં; ત્હેણે અનેક વાર ગંભીરતાપૂર્વક એ પ્રશ્ન પર વિચાર કર્યો હતો, પરંતુ હંમેશને માટે એ પ્રશ્ન અણઉકલ્યો રહ્યો હતો.

સુનયના સુંદરી હતી. ત્હેનાં અંગ પ્રત્યંગમાંથી લાવણ્યની જ્યોતિ નિતરી રહી હતી. કાળા કાળા ઘૂંટણ સુધી લટકતા ત્હેના વાળ હતા. નમણું નાક ને સુંદર ગોળ ગુલાબી ગાલ હતા. મુખમાં હાસ્યથી સદા યે ખિલી રહેલી દંતપંક્તિઓ હતી. પરંતુ યૌવન-મદભરી એ અણિયાળી આંખોના અભાવે ત્હેના સમસ્ત સૌન્દર્યનું સઘળું મૂલ્ય નષ્ટ કરી દીધું હતું. હાય ! તે કેવી અભાગિની હતી !

સુનયના જન્માન્ધ હતી; તે જન્મથી અભાગિની હતી. માતાપિતાનું સુખ ત્હેણે જીવનમાં કદિયે જાણ્યું નહોતું. ત્હેણે પૃથ્વી પર પગ માંડયો નહોતો એ વખતે ત્હેના પિતા મૃત્યુ પામ્યા હતા. જન્મ બાદ દોઢ મહિને પ્રસૂતજ્વરથી ત્હેની માતાએ પણ આ સંસારનો ત્યાગ કર્યો. દોઢ માસની અબોધ બાલિકા, કદાચિત,

સંસારમાં ડગલે ને પગલે પીડાવાને અને લાંચ્છિત થવાને માટે જ જીવિત રહી હશે.

મામાના આશ્રયે અને મામીના સ્નેહની છાયામાં રહીને સુનયનાએ યૌવનના પ્રાંગણમાં પગ મૂકયો. ત્હેના મામા અતુલના ઘરમાં અતુલ સંપત્તિ હોવા છતાં યે ત્હેને ભોગવનાર કોઈ અધિકારી નહોતું. આથી અતુલ તથા ત્હેની પત્ની ચપલાનો સમસ્ત આદર-યત્ન અને સ્નેહ-મમતા સ્વાભાવિક રીતે જ અન્ધ સુનયના પર ઢળી પડયાં.

સુનયનાની ચૌદ વરસની ઉંમર થતાં, ચપલાએ એક પુત્રને જન્મ આપ્યો. પુત્રપ્રાપ્તિનું એક માત્ર કારણ સુનયનાને માનીને મામા-મામીની માયા મમતા ત્હેના તરફ વધી પડી. પરંતુ એ ભાવના બહુ લાંબો વખત ટકી નહીં. નવજાત શિશુ જેમ જેમ મ્હોટો થવા લાગ્યો તેમ તેમ ત્હેણે પોતાના માતાપિતાની સઘળી કોમળવૃત્તિઓ પર એકાન્ત અધિકાર સ્થાપિત કરી દીધો અને ત્હેમના મનમાં સુનયના માટેનું કશું આકર્ષણ ન રહ્યું.

સુનયના ચૂપચાપ બધું સહી લેતી. કોઇ કોઇ વાર તે વિચારતી કે જેને વિધાતાએ જોવાનો અધિકાર નથી આપ્યો, તે મૌનભાવે સર્વની ઉપેક્ષા અને સર્વનો તિરસ્કાર શા માટે ન સહે? અન્ધનો જન્મ જ કદાચ એટલા માટે થતો હશે.

સુનયના શાન્તિ અને સહનશીલતાની પ્રતિમૂર્તિ હતી. તે સહુની ઉપેક્ષા-સૌનો તિરસ્કાર મૌન ભાવે જ સહી લેતી હતી; પરંતુ પોતે જોઇ શકતી નહોતી તે વાતનું દર્દ એને વ્યથિત કરી રહ્યું હતું. વૃદ્ધાઓ જ્યારે ત્હેને જોતી ત્યારે કહેતી કે, "અહા! બિચારી કેવું ભાગ્ય લઈને આવી છે! આટલું સુંદર ગુલાબ સરખું ખિલેલું મુખડું અને એ આંખો વિના..."

"આંખો"નો ઉલ્લેખ થતાં જ સુનયના કંપી ઊઠતી હતી. શા માટે સમસ્ત સંસાર ત્હેના એકાન્તને સ્પર્શવાને માટે વ્યાકુળ રહ્યા કરતો હતો?

સખિયોને તે પૂછતી : "કેમ બ્હેન ! સંસાર કેવો છે ? કેટલો સુંદર છે ? એ તમે કહી શકો છો ?"

સખિયો કહેતી: "નયના ! કોણ જાણે ક્યા અપરાધને કારણે વિધાતાએ ત્હને આંધળી બનાવી છે ! અહા ! સંસાર કેટલો સુંદર છે એ તું કેવી રીતે જાણી શકીશ ? નીલા આસમાનમાં જ્યારે રક્ત-સૂર્યનાં કિરણો પથરાઇ રહે છે ત્યારે મનમાં કેવી ભાવનાઓનો અનુભવ થાય છે !! રંગબેરંગી ફૂલો ખિલે છે, ભમરાઓ ત્હેના પર ઊડે છે, પતંગિયાં ત્હેની પ્રદક્ષિણા ફરે છે. ઉપર નીલમસમું આકાશ ફેલાઇને ત્હેની રખવાળી કરે છે. નદીઓ કલકલ નાદ કરતી વહે છે, સવારે ઝાકળબિન્દુઓ પર સૂર્યનાં કિરણો પડીને હીરાની માફક ચમકી રહે છે. બપોરની શૂન્યતા પ્રાણોમાં કોઈ અપૂર્વ પુલકકમ્પનની સૃષ્ટિ રચે છે. સન્ધ્યા અને ગોધુલિ વેળાના સૌન્દર્યમાં કેટલી માદકતા હોય છે, અને જ્યોત્સ્નામયી રજનીનું રજતરૂપ જ કેટલું ઉન્માદકારી, કેટલું મનોહર અને કેટલું આકર્ષક હોય છે. જ્યારે સોળે કળાએ ચન્દ્ર આકાશમાં ખિલી રહે છે ત્યારે તેનાં શ્વેત-શીતલ કિરણો ભૂમંડળ પર જાળની માફક પથરાઇ રહે છે અને સમસ્ત સંસાર નીરવ બનીને એ દૃશ્ય જોયા કરે છે !! હાય, તું આ બધાં સુખથી વંચિત છે !!!"

સુનયના તલ્લીન બનીને સખિયોની વાતો સાંભળતી અને તે બધું સમજવાનો પ્રયત્ન કરતી. આ બધી વાતો સાંભળતાં સાંભળતાં તે અનેકવાર તલ્લીન બની જતી. પાષાણની માફક જડ બની જતી, અને જ્યારે વાતોનો પ્રવાહ થંભી જતો ત્યારે તે દીર્ઘ નિશ્વાસ નાંખીને કહેતી: "હાય ! વિધાતા કેવો અન્યાયી છે ? કયા અપરાધને કારણે ત્હેણે મ્હને આવું દારૂણ દુઃખ આપ્યું છે ?"

એક દિવસ સુનયનાએ પોતાની એક સખીને પૂછ્યું હતું: "કેમ બહેન ! અપરાધ શી વસ્તુ છે ? અપરાધ કરવાથી ઈશ્વર શા માટે મનુષ્યને શિક્ષા કરે છે ?"

સુનયનાની અબોધ સખી આ પ્રશ્નનો ઉત્તર આપી શકી નહીં. સુનયના પોતે પણ એ પ્રશ્નનો ઉકેલ આણી શકતી નહોતી, અને આખરે એ પ્રશ્નને ત્હેણે પોતાના મનમાં જ સમાવી દીધો.

હાય ! અપરાધથી અજ્ઞાત સુનયના પ્રતિ ઈશ્વરનો આ દારુણ અન્યાય કોણ સહી શકે ?

સખી પાસેથી પોતાના પ્રશ્નનો ઉત્તર ન મળતાં સુનયનાએ ફરીથી ત્હેને પૂછ્યું: "ઈશ્વર ક્યાં રહે છે ત્હેની ત્હને ખબર છે ? જો ત્હેને મળી શકાય તો મળીને હું બધી વાત પૂછી શકું. કિશોર જ્યારે મિઠાઇ ચોરીને ખાય છે ત્યારે મામી ત્હેને મારે છે. એનું નામ જ અપરાધ ને ? લોકો કહે છે કે ઈશ્વર મહા દયાળુ છે, તો પછી શા માટે તે અપરાધ કરવા બદલ–મામીની માફક–માનવીને શિક્ષા કરે છે ? અને તે પણ આવી કઠોર ?"

વિધાતાએ ત્હેનો એક હક્ક છીનવી લીધો હતો ત્યારે બીજો એક આપ્યો પણ હતો; અને તે હતો ત્હેના કંઠનો મીઠો સ્વર. ગાવાની ત્હેનામાં વિલક્ષણ અને દૈવી પ્રતિભા હતી. જનતાની આગળ તે બહુ ઓછું ગાતી, છતાં યે જે લોકોએ ત્હેનું સંગીત સાંભળ્યું હતું ત્હેમનું કહેવું હતું કે જીવનભરમાં ત્હેમણે એવું સંગીત બીજે કયાંય સાંભળ્યું નહોતું.

સુનયના જેમ જેમ મ્હોટી થવા લાગી, દુનિયાને સમજવા લાગી, ત્હેના વ્યવહારોને સ્પર્શ કરવા લાગી તેમ તેમ ત્હેના મનમાં એક પ્રકારનો વિશેષ ભાવ ઉત્પન્ન થવા માંડયો. ક્રમશઃ ત્હેનામાં ઉન્માદનાં લક્ષણો નજરે પડવા લાગ્યાં. મામા–મામીએ માથું કૂટયું– "હાય ! અભાગિની ! ત્હારા નસીબમાં શું યે લખ્યું હશે ?"

લોકો જેને ઉન્માદ સમજતા હતા તે સુનયનાનો સ્વભાવ બની ગયો હતો. તે પોતે કાંઇ જોઇ શકતી નહોતી, પરંતુ બીજાની દૃષ્ટિએ તે જે કાંઇ સમજી શકતી, અનુભવી શકતી, તે પરથી ત્હેને

જણાયું કે સંસાર સુખનું સ્થાન નથી. ત્હેને લાગ્યું કે આંખોવાળા દેખતા છતાં યે કાંઇ સમજી શકતા નથી, તેઓ કેવા આંધળા છે? સુનયના એકવાર ત્હેમના અજ્ઞાન પ્રત્યે હસી. ત્હેનું એ હાસ્ય શું જગતની દૃષ્ટિએ પાગલપણું-દિવાનાપણું નહોતું?

સુનયના થોડા જ વખતમાં સંસારના આકુળ કોલાહલથી કંટાળી ગઇ. ત્હેની અન્ધ આંખોમાં કોઇ સ્વર્ગીય જ્યોતિ પ્રકાશી ઉઠી. ત્હેણે પોતાના અંતરની નિર્જનતામાં કોઇ અપૂર્વ સુખ-અનનુભૂત શાન્તિનો અનુભવ કર્યો. છળ, પ્રપંચ ને દગાબાજીથી ભરેલા સંસારને સત્વરે ઓળખીને તે અત્યંત સુખી થઇ. કોણ કહી શકશે કે સુખની પરિભાષા શી છે?

સુનયના અવકાશ મળતાં જ નદીના તટ પર એકાન્તમાં જઇને બેસતી. ત્યાં ત્હેના મનમાં કેટલી યે ભાવનાઓનાં તૂફાન ઊઠતાં અને સમાતાં. કોઈ વાર તન્મય બનીને તે ગાતી તો કોઇ વાર દિલ ખોલીને હસતી. આ હાસ્ય-રુદનમાં ત્હેના અંતરના ભાવ ગૂંજી ઊઠતા. ત્હેના દિવસો આવી રીતે, એક પ્રકારે સુખમાં વીતી રહ્યા હતા.

સુનયના શૈશવનું પ્રાંગણ વટાવી યૌવનની રંગભૂમિ પર આવી ઊભી હતી. શૈશવ-યૌવનના આ સંધિકાળમાં તે કોમળ કુસુમ-કામિનીનાં અંગ-અંગ વિકાસ પામ્યાં હતાં. સુનયનાએ કદિ યે શૃંગાર સજ્યો નહોતો-શૃંગાર સજતાં ત્હેને આવડતું નહોતું, પરંતુ ત્હેની અલકલટો, અહીં તહીં ત્હેના મુખ પર વિખરાઇને ત્હેના સૌન્દર્યમાં વૃદ્ધિ કરતી હતી. એકાન્તમાં બેસી જ્યારે તે પોતાની જાતને ભૂલી જઇ, ગાવા માંડતી અને ત્હેના રૂક્ષ કેશ વાયુલહરીઓથી ઉન્મત્ત શરાબીની માફક અહીં તહીં લહરાયા કરતા, ત્યારે ત્હેની રૂપમાધુરીને જોઇને કોણ લલચાતું નહોતું?

પોતાના અન્તરનું આ એકાન્તઃ આ એકાકીપણાને યત્નપૂર્વક હૃદયમાં સંચિત કરીને સુનયના પોતાના દિવસો વિતાવવા લાગી.

૨

એક દિવસ ગામની નદીના ઘાટ પર એક સુસજ્જિત નૌકા આવી ચઢી. નૌકામાંથી ઉતરીને જ્યારે કંચને પાકા ઘાટનાં પગથિયાં પર પગ મૂક્યો ત્યારે સાંજ પડી ગઈ હતી. પૂર્ણિમાનો ચન્દ્ર આકાશમાં ખિલી ઊઠયો હતો. શુભ્રજ્યોત્સ્નાથી રાત્રિ પુલકિત બની હતી. નદીના ઘાટ પર નિર્જનતા છાઈ રહી હતી. ઘાટથી થોડે દૂર કેટલીક નૌકાઓ બાંધેલી હતી અને વાયુલહરીઓથી હાલીને કર્ણ-મધુર સ્વર ઉત્પન્ન કરતી હતી. કંચનને આ દૃશ્ય અત્યંત સુંદર લાગ્યું. ક્ષણભર થંભીને, મુગ્ધ બનીને, તે આ દૃશ્ય જોવામાં પોતાની જાતને ભૂલી ગયો.

એ વખતે સહસા એક મધુર સંગીતનો કરૂણધ્વનિ કંચનના કાનોમાં ગૂંજી ઊઠયો. ત્હેણે ચમકીને ચારે તરફ જોયું, સર્વત્ર શાન્તિ પ્રસરી રહેલી હતી, ખલાસી નૌકાને એક કિનારે બાંધીને ચાલ્યા ગયા હતા. કંચન એકલો ઘાટ પર ઊભો રહીને ચકિત દૃષ્ટિએ ચારે તરફ જોઇ રહ્યો.

કંચને ગીતના સ્વરને લક્ષ્ય કરી જોયું. બાંધેલી એક નૌકા પર બેસીને એક બાલિકા નિઃસંકોચભાવે ગાઈ રહી હતી. ત્હેના ગીતની પ્રત્યેક કડીઓ કંચનને ઉન્મત્ત બનાવી રહી હતી. તે આત્મભાન ભૂલીને, નિસ્પન્દભાવે ગીત સાંભળવા લાગ્યો.

બાલિકા જે વખતે ગાવામાં અને કંચન ત્હેનું ગીત સાંભળ-વામાં તલ્લીન બની ચૂક્યાં હતાં, તેવામાં પશ્ચિમ ક્ષિતિજમાં કાળાં વાદળાંઓનો સમૂહ નજરે પડવા લાગ્યો. ધીરેધીરે વાદળ સમસ્ત આકાશમાં ફેલાઈ ગયાં. ચન્દ્ર વાદળના અન્તરાલમાં છૂપાઇ ગયો. ક્ષણભરમાં પ્રકૃતિએ ભયાનક રૂપ ધારણ કર્યું. દૂર આંધી ઉડવાનાં ચિહ્ન નજરે પડયાં, પરંતુ સંગીતનો સુલલિત ધ્વનિ એ સમયે પણ આકાશમાં ગૂંજી રહ્યો હતો.

કંચને વિચાર્યું—એ બાલિકા માનવી હતી કે દેવી? રાત્રિની એ નિર્જનતામાં આંધી—પાણીના એ ઉપદ્રવમાં પણ તે અવિરત

ભાવે સંગીતસુધા–નિર્ઝરમાં સુખપૂર્વક તણાઇ રહી હતી. તે કોણ હતી?

એવામાં હવાના એક ભયંકર આઘાતે નૌકાને ઝકઝોર બનાવી મૂકી. બાલિકા જળમાં પગ લટકતા રાખીને બેઠી હતી. નૌકાનું હલન–ચલન થતાં તે ધબ દઇને પાણીમાં સરી પડી.

કંચન આ બધું જોઇ રહ્યો હતો. તે વધારેવાર થંભી શક્યો નહીં. તે દોડીને નદીમાં કૂદી પડ્યો. જોત–જોતામાં બાલિકાને લઇને તે બહાર નીકળી આવ્યો. આંધી એટલી વારમાં શમી ગઇ હતી. પ્રકૃતિ ક્ષણભરમાં શાન્ત બની ગઈ. ચન્દ્ર પ્રથમની માફક આકાશમાં પ્રકાશી રહ્યો. વાયુનો વેગ ક્રમશઃ શાન્ત પડી ગયો.

ચન્દ્રના આછા અજવાળામાં ત્હેણે જોયું કે તે બાલિકા અન્ધ હતી. ત્હેના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. તેણે પૂછ્યું, "તું કોણ છે? અને પાણીમાં કેવી રીતે પડી ગઇ?"

બાલિકા હસી અને બોલી: "જળલહરીઓ જાણે મ્હને પંપાળી રહી હતી. નદીની ગોદ, માતાની ગોદ કરતાં ઓછી મુલાયમ નહોતી. ત્હમે મ્હારૂં એ સુખ શા માટે છીનવી લીધું? ત્હમે કોણ છો?"

કંચન બાલિકાના આ પ્રશ્નથી ઝાંખો પડી ગયો. તે એક જમીનદારનો પુત્ર હતો. આવા ઉત્તર સાંભળવાની ત્હેને ટેવ નહોતી. આથી આ પગલ્ભ ગ્રામબાલિકાના ઉત્તરથી ત્હેને આશ્ચર્ય થયું. ક્ષણભર અવાક બનીને તે બાલિકા તરફ ચૂપચાપ જોઇ રહ્યો.

બાલિકાએ પોતાનો પ્રશ્નનો ઉત્તર ન મળતાં ફરીથી કહ્યું: "ત્હમે નારાજ થયા હો એમ મ્હને લાગે છે. ત્હમે કોણ છો? ત્હમારૂં ઘર અહીં નથી લાગતું. કદાચ તમે નયનાને ઓળખતા નથી એટલે જ ત્હેની વાતો પર ક્રોધ કર્યો લાગે છે. કહો, ત્હમે કોણ છો? કયા દેશમાં વસો છો? નીલવર્ણું આસમાન જ્યાં ફેલાયલું છે, સમુદ્રની લહરીઓ જ્યાં ગર્જના કર્યાં કરે છે, એ પ્રદેશમાં શું ત્હમે રહો છો?"

કંચને માન્યું કે બાલિકા પાગલ છે. ત્હેની એ અસંબદ્ધ વાતોનો બીજો શો અર્થ હોઈ શકે? પરંતુ ત્હેની વાતો એમ સહજમાં ટાળી દેવાય તેમ નહોતું. ત્હેની મધુર વાણીમાંથી વીણાનો ઝંકાર નીકળતો હતો. ત્હેનું ગીત જ કેટલું મોહક, કેટલું ઉન્માદકારી હતું! આ બધી વાતોનો વિચાર કરતાં કરતાં કંચનને ઉત્તર આપતાં વધારે વિલંબ થયો; એટલે બાલિકાએ એક ઊંડો નિશ્વાસ નાંખ્યો. વિખરાયેલા પોતાના વાળને મુખ પરથી દૂર કરતાં ત્હેણે કહ્યું: "કદાચ ચાલ્યા ગયા હશે! આંધળીની વાતો સાંભળવાની ફુરસદ કોને હોય?"

કંચને નયનાના હૃદયની વ્યથાનો અનુભવ કર્યો અને કહ્યું: "નહીં નયના! હું ક્યાંય ગયો નથી. હું અહીંનો નિવાસી નથી એ ત્હમે સાચું જ કહ્યું છે. મ્હારૂં ઘર અહીંથી બહુ દૂર છે. હું પટનામાં ડૉકટરી લાઇનનો અભ્યાસ કરૂં છું. મ્હારૂં નામ કંચન છે. ત્હંનારૂં નામ શું નયના જ છે?"

"હા, નામ સુનયના છે; પણ લોકો તો નયના—નયના કહીને જ બોલાવે છે. ત્યારે ત્હમે અહીં કોને ઘેર આવ્યા છો?"

"દૂરની સગાઇનાં એક વિધવા માસી છે ત્હેમને ત્યાં. આજકાલ ગરમીની રજાઓ છે, તબિયત પણ કાંઈક ખરાબ છે એટલે વિચાર આવ્યો કે એક તો અહીં આવવાથી માસીને આનંદ પડશે અને મ્હારી તબિયત પણ સુધરશે. તું એમનું ઘર જાણે છે નયના?"

કંચને પોતાની માસીનાં ઘરનું ઠેકાણું કહ્યું. નયનાએ કહ્યું: "એમને કોણ નથી ઓળખતું? ત્હેમને ત્યાં હંમેશાં ભાગવતનું પારાયણ ચાલે છે. કોઇને કોઈ પૂજાપાઠ તો હંમેશાં ચાલુ હોય છે જ. કોઇ કોઈવાર તો હું યે ત્હેમને ઘેર જઇ છું. ચાલો હું ત્હમને ત્યાં પહોંચાડી આવું."

જો કે બચપણુમાં કંચન બે ત્રણુવાર માસીને ઘેર આવ્યો ગયો હતો અને આજે પણુ ત્હેની આછી સ્મૃતિ એના મનમાં રહી હતી, તેમ છતાં યે નયનાની સાથે ચાલવાના લોભને તે છોડી શક્યો નહીં. બન્ને સાથે-સાથે ચાલ્યાં. તે સમયે ગામની ગલીઓ શન્ય બની ચૂકી હતી. વાંકી ચૂકી અને ખાડા ટેકરાવાળી ગલીઓ વટાવતાં તેઓ મૌન ભાવે ચાલવા લાગ્યાં.

કંચન શહેરમાં રહેનારો હતો. ગામનું શાન્ત સુંદર જીવન ત્હેને લોભામણું લાગ્યું. અને તે સરલા બાલિકા? હાય! વિધાતાએ ત્હેના પ્રત્યે કેવો ઘોર અન્યાય કર્યો હતો? તે કેટલી ભોળી, કેટલી નિશ્છલ અને કેટલી સ્નેહાળ હતી? આડંબરે ત્હેને સ્પર્શ સરખો યે નહોતો કર્યો; શિષ્ટાચારનો તો કદિ યે પરિચય નહોતો થયો. થોડી જ વારમાં તે મ્હારા જેવા અપરિચિત સાથે પણુ જાણે વર્ષોનું ઓળખાણુ હોય તેમ ભળી ગઈ!

આ બધી વાતોનો વિચાર કરતો, સ્વપ્નસ્થની માફક કંચન નયનાની પાછળ પાછળ ચાલ્યો જતો હતો. નયના ધીરે ધીરે કંઇક ગણુગણુતી આગળ ચાલી રહી હતી. સહસા એક જગાએ તે અટકી અને બોલી: "જૂઓ, અહીં આ તરફ ત્હમારી માસીનું ઘર છે. હવે ત્હમે જાઓ. હું પણુ જાઉં છું."

કંચને કહ્યું: "ત્હેં તો મ્હને મારાં માસીને ત્યાં પહોંચાડી દીધો; નયના! હવે ચાલ, હું ત્હને ત્હારે ઘેર પહોંચાડી જાઉં."

કંચને માન્યું હતું કે એના ઉત્તરમાં-શહેરની શિક્ષિત બાલિકાઓની માફક નયના પણુ ધન્યવાદ આપતી અસ્વીકારના રૂપમાં સ્વીકાર કરશે, પરંતુ નયનાએ જે કાંઇ કહ્યું ત્હેની ત્હેણે આશા રાખી નહોતી. ત્હેની કલ્પના બહારની એ વાત હતી. ત્હેણે કહ્યું: "શી જરૂર છે કંચન, હું ચાલી જઇશ."

"મોડું થવાથી ત્હારા ઘરવાળા નારાજ તો નહીં થાય ને?"

"કોણ નારાજ થાય છે? હું તો રોજ આટલું મોડું કરું છું."

પરંતુ જ્યારે કંચને વધારે આગ્રહ કર્યો ત્યારે નયના ચૂપ રહી. બન્ને પછી ગામની ગલીઓમાં આગળ વધ્યાં.

લગભગ છ-સાત ફર્લાંગ જેટલું ચાલીને નયના ફરીથી ઊભી રહી: "કંચન! મ્હારું ઘર તો આવી ગયું. ત્હમે હવે જાઓ."

"આ ત્હારું ઘર છે?"

"હા."

"ફરીથી તું ક્યારે મળીશ?"

"તે હું શકતી નથી. ત્હમે અહીં ક્યાં સુધી રોકાવાના છો?"

"નક્કી નથી, જ્યાં સુધી રહેવાય ત્યાં સુધી."

"વારુ. જોયું જશે. જાઓ!"

કંચનના ઉત્તરની પ્રતીક્ષા કર્યા વિના જ નયના ઝટ દઈને પોતાના ઘરમાં ચાલી ગઈ. એ બાલિકાની વાતોનો વિચાર કરતાં કરતાં કંચન પણ પોતાની માસીને ઘેર પાછો આવ્યો.

૩

પછી કેટલાક દિવસો વીતી ગયા. કંચનની નયના સાથે ફરીથી મુલાકાત થઈ શકી નહીં. જ્યારે કોઈ વાર તે પોતાની માસીને ત્હેના સંબંધમાં પૂછતો ત્યારે તે કહેતી: "અરે! એ તો પાગલ છે; બેટા! એની તે શી વાત પૂછે છે? જ્યારે મનમાં આવે ત્યારે ફાવે ત્યાં એ ચાલી જાય છે!!"

કંચને એક બે વાર નયનાનાં ઘર તરફ પણ ચક્કર માર્યાં, પરંતુ ત્હેને જોઈ શક્યો નહીં. આખરે લાચાર બનીને, ત્હેણે નયનાને ભૂલી જવાનું ઇચ્છ્યું. પરંતુ એ તો સૌથી મુશ્કેલ હતું. જેમ જેમ તે નયનાને ભૂલવાનો પ્રયત્ન કરતો તેમ તેમ નયનાનાં ગીત, તેની ભોળી ભોળી સરળ વાતો ત્હેને હરઘડી યાદ આવતાં. નયનાની એક સુંદર અને કરૂણ તસ્વીર ત્હેની દૃષ્ટિ આગળ ખડી થતી અને ક્ષણભરમાં કોણ જાણે ક્યાંયે અદૃશ્ય થઈ જતી.

ગામની બહાર, નદીને કિનારે, થોડે દૂર એક ન્હાની ટેકરી હતી–ટેકરી ન કહેતાં ત્હેને ઊંચી જમીન કહેવી એ વધારે યોગ્ય કહેવાશે. કંચન અવારનવાર ત્યાં જઇને બેસતો. માસીને ત્યાં આવે ત્હેને કેટલાક દિવસ વીતી ગયા હતા; અને હવે કોઇ સાથી–સંગી વિના તેનો જીવ ઊંચો થયો હતો. તે વિચારતો કે એક વાર નયનાની મુલાકાત થઇ જાય તો તે પોતાને ઘેર પાછો ચાલ્યો જાય.

તે દિવસે સંધ્યા સમયે તે પેલી ઊંચી ટેકરી પર જઇને બેઠો. નદીમાં અનેક નૌકાઓ વેગપૂર્વક એક બાજુએ ચાલી જતી હતી. એમાં બેઠેલા ખલાસીઓમાં કોઇ ચલમ સળગાવી રહ્યો હતો, કોઈ હલેસાં મારી રહ્યો હતો તો કોઇ સંગીત આલાપી રહ્યો હતો. ખેડૂતો હળ–બળદ લઇને ઘેર પાછા ફરી રહ્યા હતા. સૌને ઘેર પહોંચવાની ઉતાવળ હતી. સૌ વેગપૂર્વક પોતાના નિવાસ તરફ ચાલ્યા જતા હતા. કેવળ કંચન જ સ્થિર ભાવે એ સર્વેની ગતિ-વિધિનું નિરીક્ષણ કરી રહ્યો હતો.

ધીરે ધીરે રાત્રિ પડવા માંડી. ચારે તરફ નિસ્તબ્ધતા છવાઇ રહી. કંચનનો જીવ ઊંચો થવા માંડયો–તે કંટાળ્યો એટલે તેણે પોતાની બંસી કાઢી. ફૂંક મારતાં જ બંસીમાંથી એક મધુર કિન્તુ કરુણ રાગિણી નીકળીને આકાશમાં ગૂંજી ઊઠી. કંચન આત્મભાન ભૂલીને બંસી બજાવવા લાગ્યો.

બંસી બજાવતાં થાકીને જ્યારે તે મૌન બન્યો, ત્યારે રાત્રિનું સામ્રાજ્ય પૂર્ણરૂપે વ્યાપી ગયું હતું. તે ધીમે ધીમે ટેકરી પરથી નીચે ઉતર્યો.

નીચે ઉતરીને તેણે જે કાંઇ જોયું તેથી તે આશ્ચર્ય પામ્યો. ત્હેણે જોયું તો આંધળી નયના સ્વપ્નસ્થ દશામાં નીચે એક માટીના ચબૂતરા પર બેસીને બંસી સાંભળી રહી હતી. બંસીના સૂર આવતા બંધ થયા ત્યારે તે ચમકીને જાગૃત બની. પાસે જઇને કંચને પુકાર કર્યો: “ નયના ! ”

નયનાએ પૂછ્યું: "કોણ? કંચન? મ્હને પહેલેથી જ ખબર પડી ગઈ હતી કે ત્હમારા વિના બીજું કોઇ આવી રીતે બંસરી બજાવી શકે જ નહીં."

"કેવી રીતે?"

"ત્હમે બજાવી હતી તેવી—એટલી સુંદર, એટલી કરુણ!"

"એ ત્હેં કેમ જાણ્યું નયના?"

"ન જાણું કેમ! આંધળાના મનમાં કદાચિત જાણવાની શક્તિ કાંઇક વધારે હોય છે: તેઓ દેખી શકતાં નથી—એટલા માટે. વારૂ, કહો તો ખરા, મ્હને પણ ત્હમારા જેવી બંસી બજાવતાં શીખવશો કે?"

"શા માટે નહીં શીખવું? બંસરી બજાવવાનું ત્હને ગમે છે?"

"હા."

"...પણ ત્હારૂં સંગીત તો બંસરીના સુર કરતાં યે મધુરૂં લાગે છે. નયના! તું યે મ્હને ત્હારા જેવું ગાતાં શીખવીશ?"

"મ્હને તો કાંઈ નથી આવડતું, કંચન! ત્હમે જૂઠું બોલો છો!"

કંચને વાતનો પ્રવાહ બદલ્યો. ત્હેણે કહ્યું: "વારૂ. એ તો કહે કે અત્યાર સુધી તું ક્યાં હતી? હું તો કેટલી યે વાર ત્હને અહીં—તહીં શોધી વળ્યો."

નયના ખિલખિલાટ હસી પડી. કંચન ત્હેને શા માટે શોધવા નીકળે એ ત્હેના ખ્યાલમાં ન આવ્યું. ત્હેણે કહ્યું: "હું તો બિમાર હતી, પછી મ્હારો પત્તો ક્યાંથી લાગે?"

"બિમાર?" આશ્ચર્ય દર્શાવતાં કંચને કહ્યું: "શું થયું'તું ત્હને?"

"તાવ આવ્યો હતો. જૂઓ. હજૂ યે મ્હારી તબિયત સારી થઈ નથી." કહીને નયનાએ પોતાનો જમણો હાથ લંબાવ્યો. કંચને ત્હેને સ્પર્શ કરીને જોયું તો તે ગરમ હતો. નયનાના હસ્તનો સ્પર્શ

થતાં જ ત્હેની નસ–નસમાં એક પ્રકારનો વિદ્યુત્પ્રવાહ પ્રસરી રહ્યો. તે કંપી ઊઠ્યો. નયના અન્ધ હતી અને તેનું ભાવપરિવર્તન તે જોઈ શકી નહીં તેથી ત્હેણે સંતોષ અનુભવ્યો.

ક્ષણભરમાં જ ત્હેણે પોતાને સાચવીને–સાંભળીને કહ્યું: "સાચે જ, તાવ તો હજૂ યે છે. અત્યારે તું ઘરમાંથી બહાર શા માટે નીકળી, નયના?"

"મ્હને ગમતું નહોતું કંચન! હું વિચાર કરી રહી હતી કે ત્હમે મ્હને શોધી રહ્યા હશો. ત્હમે ઘણા સારા છો, આંધળી પ્રત્યે પણ આદરભાવ રાખી શકો છો–માટે."

કંચન ફરીથી ચમક્યો ત્હેણે કહ્યું: "પરંતુ હું જ હોઈશ એ ત્હેં કેમ જાણ્યું?"

"કેમ જાણ્યું?–મ્હને ખબર નહોતી, સંયોગવશાત્ જ ત્હમે તો મળી ગયા. સાચી વાત તો એ છે કે ઘરમાં રહીને મ્હારો જીવ ગભરાય છે."

"ઠીક હવે ઘેર ચાલ, નયના! તું સારી થઈ જઈશ એટલે હું ત્હને બંસરી બજાવતાં શીખવાડીશ."

"હવે વધારે સારું શું થવાનું હતું? હું તો સારી જ છું. કાલથી જ ત્હમે મ્હને શીખવવાની શરૂઆત કરો."

"કાલથી?"

"હા."

"વારૂ. પરંતુ તું ક્યાં મળીશ? ત્હને ખોળી કાઢવી એ કાંઈ સહેલી વાત નથી."

નયના હસીને બોલી: "નહીં. શોધવાની કાંઈ જરૂર નથી. હું પોતે જ કાલથી અહીં આવ્યા કરીશ. બરાબર આ વખતે જ. જોજો, પણ ભૂલતા નહીં."

"નહીં ભૂલું."

"ત્યારે ચાલ આપણે જઇએ."

બન્ને ત્યાંથી પોતપોતાનાં ઘર તરફ વળ્યાં.

૪

બીજે દિવસે યથા સમયે પેલી ટેકરી પર જઇને કંચને નયનાની ઘણા વખત સુધી રાહ જોઈ, પણ તે ક્યાંય નજરે પડી નહીં. બેઠાં બેઠાં તે કંટાળી ગયો અને પોતે એકલાએ બંસરી બજાવવાનું શરૂ કર્યું. જ્યારે હેની બંસી બંધ પડી ત્યારે હેણે ઉત્સુક નયનોએ ચારે તરફ જોયું, પરંતુ નયનાનો ક્યાંયે પત્તો નહોતો. એટલે તે ચિંતાતુર બન્યો. તરેહ તરેહના પ્રશ્નો હેના મનમાં જાગવા માંડ્યાં. "હેની માંદગી વધી પડી તો નહીં હોયને? તે માર્ગ ભૂલીને અવળે માર્ગે તો નહીં ચડી ગઇ હોયને? એ કોણ કહી શકશે?"

આખરે કંચન ઘેર પાછો ફર્યો. રાતભર હેને ઊંઘ ન આવી. સવાર પડતાં જ તે નયનાને ઘેર જઈ પહોંચ્યો. હેના મામા એ વખતે ઘેર નહોતા. મામીએ કહ્યું કે નયનાની તબિયત જરા વધારે બગડી હતી અને તે ખાટલામાં સૂતી હતી. નયનાને જોવાને માટે કંચનના પ્રાણ તરફડી રહ્યા, પણ તે કાંઇ બોલી શક્યો નહીં. ચૂપચાપ તે ઘેર પાછો આવ્યો.

તે દિવસે આખા દિવસમાં કંચન અનેકવાર નયનાને ઘેર ગયો. નાના ગામમાં જમીનદારનો પુત્ર કંચન કોઈથી અપરિચિત રહ્યો હોય તે અસંભવિત હતું; પરંતુ તે દિવસે હેણે નયનાના મામા સાથે વિશેષ પરિચય સાધ્યો. હેમના બાળકને ગોદમાં લઇ રમાડ્યો, હેમની પત્નીને કાકી-કાકી કહીને બાળકની માફક આદર-માન કરવા લાગ્યો અને અતુલ એટલાથી જ હેનો બની ગયો અને સંધ્યા પડતાં પડતાંમાં તો હેણે એ ઘરમાં એટલો બધો અધિકાર જમાવી દીધો કે તે નિર્વિઘ્ને નયનાને હળી મળી શકે અને સેવાચાકરી પણ કરી શકે.

નયનાના મામા-મામીએ પણ આ અવસરનો લાભ લેવાનો ઇરાદો રાખ્યો. ત્હેમણે મનમાં ને મનમાં વિચાર્યું કે જો કંચન સાચેસાચે જ નયનાને ચાહતો હોય અને તે ત્હેની સાથે લગ્ન કરી લે તો નયના અને અતુલ બન્ને જ ભાગ્યશાળી બને. આ વિચારે પણ નયના અને કંચનની મુલાકાતમાં વિઘ્ન ન નાખવા દીધું. અનેકવાર કંચન રાતભર ત્યાં રહીને અન્ધ નયનાની સેવાચાકરી કરવા લાગ્યો. હા. ત્હેના પ્રત્યે કંચનના દિલમાં એટલી સહાનુભૂતિ અને મમતા ઉત્પન્ન થયાં હતાં.

નયનાને ત્રિદોષ થયો હતો, પરંતુ વૈદ્યની ચિકિત્સા અને વિશેષતઃ કંચનની સેવાથી નયનાને આરામ થવા માંડયો. એક દિવસ સંધ્યાને સમયે અતુલ બહાર ફરવા માટે ગયા હતા. ચપળા પોતાના બાળકને લઇને મંદિરમાં આરતીનાં દર્શન કરવાને ગઇ હતી. ઘરમાં ફક્ત કંચન અને નયના જ હતાં. નયનાએ પોતાના દુર્બળ હાથ લંબાવી કંચનના હાથ પકડી લીધા અને તે બોલીઃ "કંચન! હું ત્હમારી કોણ છું કે ત્હમે મ્હારે માટે આટલો બધો શ્રમ ઉઠાવો છો?"

નયનાના શબ્દોમાં ત્હેના પ્રાણનો ઉચ્છ્વસિત આવેગ ભરેલો હતો. કંચને ત્હેનો એ ભાવ લક્ષ્ય કર્યો. ત્હેણે કહ્યું: "શો શ્રમ ઉઠાવું છું નયના? ત્હને જોઇને મ્હને ખૂબ રડવું આવે છે."

"રડવું આવે છે? શા માટે કંચન? શું હું એટલી બધી ખરાબ છું?"

"એમ નથી નયના! સર્વ કાંઇ આપીને વિધાતાએ બે આંખોની ઉણપ રાખીને ત્હને કેટલી અસમર્થ, અસહાય અને વિવશ બનાવી મૂકી છે એનો હું વિચાર કરૂં છું."

નયના કંચનની વાત સાંભળીને હસી. એના એ હાસ્યમાં ત્હેના અંતરનો ગંભીર વિષાદ સમાયેલો હતો. તે બોલીઃ "ત્યારે તો આંધળી હોવામાં યે મ્હને સુખ છે કંચન! જેને અનાયાસે

ત્હમારા જેવો સાથી મળી જાય અને જેને ત્હમારા જેવા સાથીની સહાનુભૂતિ અને આદર–પ્રેમ મળે તે શું ઓછી ભાગ્યશાળી છે? મ્હને તો કંચન મ્હારા અન્ધ હોવાના કારણે એક પ્રકારના હર્ષ અને ગર્વનો અનુભવ થાય છે.”

કંચને કશો ઉત્તર આપ્યો નહીં. ત્હેણે નયનાના મસ્તક પર હાથ ફેરવ્યો, પછી લલાટ અને આંખો પર પણ નયનાએ પોતાના હાથ વડે ત્હેના હાથ દાબી દીધા, અને કહ્યું: “ઓહ! કેટલી શીતળતા છે! કેટલી તૃપ્તિ અનુભવાય છે!! કંચન થોડી વાર સુધી આવી રીતે મ્હારા શિર પર હાથ રાખી મૂકો.”

“કેમ? શું માથામાં દર્દ થાય છે?”

“તે હું કહી શકતી નથી. જે કાંઇ માલમ પડે છે ત્હેનો અનુભવ મ્હને એકલીને કરવા દો, કંચન!”

કંચન ત્હેના મસ્તક પર હાથ ફેરવતો રહ્યો અને અન્ધ નયના કોઈ અપૂર્વ સ્વર્ગીય સુખનો અનુભવ કરતી કરતી કોણ જાણે ક્યારે ય સૂઈ ગઇ ને કંચન વિચારની લહરીઓમાં ડૂબતો–તરતો ત્હેના માથા પર હાથ ફેરવતો જ રહ્યો.

## ૫

એક દિવસ ફરીથી નયના અને કંચન પેલી ટેકરી પર મળ્યાં. નયનાની તબિયત હવે તદ્દન સારી થઇ ગઈ હતી. એ બન્નેના પરિચયે ગાઢ મૈત્રીનું રૂપ ધારણ કર્યું હતું.

નયનાની બંસીનું શિક્ષણ ચાલુ થઈ ગયું હતું. બન્ને રોજ સંધ્યા સમયે કદિ નદીના કિનારે, કદિ ટેકરી પર, તો કદિ મહુડાના સઘન બગીચામાં મળતાં, અને ત્યાં કંચન નયનાને બંસરી બજાવી સંભળાવતો અને નયના ગીત ગાઇને કંચનને પુલકિત બનાવી મૂકતી. એ વખતે વચ્ચે વચ્ચે કોણ જાણે કયાંયની અલકમલકની વાતો થતી. કોઇ દિવસે નયના પૂછતી: “કેમ કંચન! દુનિયા બહુ જ સુંદર છે?”

"હા!"

"કેટલી?"

"આટલી–" કહીને કંચન પોતાના બન્ને હાથ પ્રસારતો. સુંદરતાના આ પરિમાણ પર બન્ને ખિલખિલાટ હસી પડતાં.

કોઇ દિવસ નયના પૂછતી: "કંચન! અત્યારે કેવું લાગે છે?"

કંચન જાણે પોતાની સમસ્ત સહાનુભૂતિ નયનાના હૃદયમાં ભરી દેવા માંગતો હોય તેમ એવા ભાવથી કહેતો: "ફેલાયલા વિસ્તૃત નીલ આસમાનમાં ટમટમતા અસંખ્ય તારાઓ ઉગ્યા છે, ચન્દ્ર કિરણોના રથ પર બેસીને મંદ હાસ્ય કરી રહ્યો છે. સરિતા બન્ને કિનારાઓને થાબડીને સુવારી રહી છે. સમસ્ત પૃથ્વી પર કોઈ અપૂર્વ સુખદાયિની નીરવ–નિર્જનતા વ્યાપી રહી છે. હાય નયના! તું એ બધાંમાંનું કાંઇ જ જોઇ શકતી નથી!!"

નયના સ્થિરધીર ભાવે જાણે કંચનને આશ્વાસન આપવા માટે કહેતી હોય તેમ જવાબ આપતી: "શી ફીકર છે કંચન? હું મ્હારી આંખે નથી જોઈ શકતી પરંતુ ત્હમારી આંખો જાણે મ્હારી જ બનીને મ્હને સર્વ કાંઈ દેખાડે છે. આંધળાની અનુભવ કરવાની શક્તિ કાંઈક વધારે પ્રબળ હોય છે. ત્હમારા જેવો સાથી શું મ્હને સદાને માટે–જીવનભરને માટે મળી શકશે?"

નયનાએ આ વાત સરળ ભાવે જ કરી હતી, પરંતુ કંચનના હૃદયને તેથી આઘાત લાગ્યો. મનમાં ને મનમાં ત્હેણે વિચાર્યું કે જે દિવસે તે પોતે ચાલ્યો જશે ત્યારે નયનાને કેટલું બધું દુઃખ થશે? સાચે જ આ થોડા દિવસોમાં તે ત્હેના પર કેટલો અસીમ પ્રેમ રાખતી હતી!!!

થોડી વારમાં એ વાત નયનાએ પોતે જ વ્યક્ત કરી: "કંચન! ત્હમે પણ એક દિવસ મ્હને છોડીને ચાલ્યા જશોને?"

"જવું જ પડશે નયના! હું શું કરૂં?"

" તમે ચાલ્યા જશો એટલે મ્હને તો અહીં જરાએ નહીં ગમે. તમે મ્હને તમારી સાથે નહીં લઇ જાઓ ? "

" ત્હને ત્હારા ઘરમાંથી આવવા દેશે નયના ? અને મ્હારે ત્યાંના લોકો તેથી પ્રસન્ન કે અપ્રસન્ન થાય એ પણ કોણ કહી શકે તેમ છે ? "

સજળ મેઘમંડળની માફક નયનાનું મુખ ગંભીર બન્યું અને તે દિવસે ત્હેમની વચ્ચે બીજી કોઇ વધારે વાત ન થઇ.

૬

અને તે દિવસ પણ આવી પહોંચ્યો. ઉપરની ઘટનાને ઝાઝા દિવસ થયા નહોતા. એક દિવસ કંચનના પિતાનો પત્ર આવ્યો કે તુરંત આવ, લગ્નની તિથિ નક્કી થઇ ગઇ છે.

કંચન ભારે મુંઝવણમાં પડયો. તે નયનાને આ સમાચાર કેવી રીતે આપી શકે ? તે ત્હેને છોડીને, નિર્મોહીની માફક કેમ ચાલ્યો જઇ શકશે ? તે સ્નેહની મૂર્તિમયી પ્રતિમા એ આઘાત કેમ સહન કરી શકશે ?

આજે કંચનને સમજાયું કે સંસારથી અપરિચિત રીતે નયનાએ ત્હેના હૃદય પર કેટલો અધિકાર સ્થાપ્યો હતો !

સંધ્યા આવી પહોંચી. નયના નદીને કિનારે આવી ગઇ હશે. કંચનનું હૃદય ત્યાં જવા માટે આનાકાની કરવા લાગ્યું. તે નયનાને કેવી રીતે કહી શકશે કે પોતે ત્હેનો ત્યાગ કરીને ચાલ્યો જવાનો છે ?

પરંતુ સમય થતાં તે રોકાઇ શકયો નહીં. શ્વાસ રોકીને તે નયનાની પાસે દોડી ગયો. નયના સાચે જ પહેલેથી ત્યાં આવી પહોંચી હતી.

કંચનના પગનો અવાજ સાંભળીને તે બોલી : " તમે આવી ગયા ? આટલું મોડું કેમ કર્યું ? હું કયારની તમારી રાહ જોઈ રહી છું. "

કંચન ત્હેના આ પ્રશ્નનો શો ઉત્તર આપે ! તે ચૂપ જ રહ્યો. આજે ત્હેનો જીવ ઉચાટ પામી રહ્યો હતો. વાત કરવામાં દિલ લાગતું નહોતું. નયનાએ ત્હેનો આ ભાવ જાણી લીધો અને પૂછ્યું; “ આજે ત્હમે આમ કેમ જણાવ છો કંચન ? શી હકીકત છે ? ”

કંચને ઉદાસ બની કહ્યું: “ એવી જ બીના છે નયના ! આજે મ્હારૂં મન અત્યંત ઉદાસ અને ચિન્તાતુર બન્યું છે. ”

“ કેમ ? એવું શું બન્યું ? ”

“ પિતાજીનો પત્ર આવ્યો છે નયના ! ”

“ તો એમાં આટલા ચિન્તાતુર અને ઉદાસ થવા જેવું શું છે ? ત્હેમણે શું લખ્યું છે ? ”

“ મ્હને બોલાવ્યો છે. ”

“ ત્હમને બોલાવ્યા છે ? આટલા બધા વહેલા ? ”

“ હા. ”

“ કોઇ ખાસ કામ છે ? ”

“ લખ્યું છે કે મ્હારા લગ્નનો દિવસ નક્કી થઈ ગયો છે. ”

લગ્નનું નામ સાંભળીને ત્હેના હૃદયમાં એક પ્રકારનું અદ્ભૂત દર્દ જાગ્યું. ગંભીર બનીને ક્ષણભર તે મૌન રહી. પછી ત્હેણે પૂછ્યું: “ ત્હમે તો ત્હમારી પત્નીને જોઇ હશે, કંચન ? ”

“ હા ”

“ કેવી છે ? ખૂબ સુંદર ? ? ”

“ હા. ” અન્યમનસ્ક ભાવે કંચને કહી દીધું.

નયનાએ માન્યું કે જે એક દુરાશા ત્હેના હૃદયમાં દિવસે દિવસે મૂળ નાખતી જતી હતી તે એજ દુરાશા હતી. આજે ત્હેનું સ્વપ્ન તૂટી ગયું. ત્હેનો નશો ઉતરી ગયો. હાય ? શું કંચન ત્હેનો બનીને રહી શકે તેમ ન હતું ?

નયનાએ કહ્યું: “ કદમાં ઊંચી હશે ? ”

" હા. "

" કાળા કાળા વાંકડિયા વાળ હશે ? "

" હા. "

" મોતી જેવી ચમકતી દાંતની પંક્તિઓ હશે ? "

" હા. "

" મ્હોટી મ્હોટી વિશાળ આંખો હશે ! "

" હા. "

" હસતી વેળાએ ગાલમાં ખાડા પડતા હશે ! "

" હા. એ બધું તું ક્યાંથી જાણી લાવી ? નયના ! જાણે ત્હેં એને જોઈ હોય તેવી રીતે વર્ણન કરે છે. "

" જોઈ તો ક્યાંથી હોય કંચન ? ત્હમે મ્હારી સામે બેઠા છો છતાં યે ત્હમને જોઈ શકતી નથી, તો પછી ત્હેની તો વાત જ શી કરવી ? "

બન્ને મૌન રહ્યાં. ક્ષણવાર પછી નયનાએ પૂછ્યું: " ક્યારે જશો કંચન ? "

" પરમ દિવસે. "

" મ્હને શું આપતા જશો ? "

" ત્હારે શું જોઈએ છે નયના ? તું જે માગીશ તે હું આપીશ. "

" ત્હમારી એક છબિ આપશો ? "

" આપીશ; પરંતુ તું એને શું કરીશ ? "

" એ ત્હમે ન પૂછશો. "

" વારૂ. "

"ત્યારે હવે પછી ત્હમે ક્યારે મળશો ? એકવાર ત્હેને લઈને ત્હમે અહીં આવજો. ત્હેને મળીને એકવાર વાતચીત કરવાનું મ્હને મન થાય છે. "

" સારૂં. નયના ! હું ત્હેને જરૂર તેડી લાવીશ "

અને પછી બન્ને કોણ જાણે કેટલા યે ભાવોનું તૂફાન પોતાના હૃદયમાં ભરીને ઘર તરફ ચાલ્યાં. આજે નયનાના સુખસ્વપ્નનો ભંગ થયો હતો. સાધનાનો સંસાર ઉજ્જડ બની ગયો હતો. હજારો વીંછીઓના દંશની જ્વાલા અંતરમાં છુપાવીને તે ચૂપચાપ ચાલી જતી હતી.

૭

કંચન દોડાદોડી કરીને પોતાનો સામાન બાંધી રહ્યો હતો. નયનાને કહ્યું: "વખત નથી નયના! અત્યારે આ સ્થાન છોડતાં હૃદયને પારાવાર દુઃખ થાય છે."

નયનાએ કહ્યું: "દુઃખની શી વાત કરો છો કંચન! જાઓ, પ્રભુ ત્હમારૂં મંગળ કરશે. સુખના દિવસોમાં આ આંધળીને ન ભૂલી જશો." કહેતાં કહેતાં તે રડી પડી.

કંચને કહ્યું: "આ શું કરે છે નયના? તું રડે છે? ત્યારે આ વખતે–અત્યારે મ્હારાથી નહીં જવાય. લે, હું ચૂપચાપ બેસું છું. પિતાજીને લખી દઉં છું કે હું લગ્ન નહીં કરી શકું."

નયનાએ દાંત વડે જીભ કચરી અને કહ્યું: "એમ કેમ બની શકે કંચન? ત્હમારા લગનનો દિવસ નક્કી થઇ ગયો છે અને ત્હમે પાગલ નયનાને માટે ઘેર નહીં જાઓ? એમ નહીં બની શકે. ત્હમારે જવું જ પડશે."

કંચન ફરીથી સામાન બાંધવા લાગ્યો. ત્હેણે પોતાની એક નાનકડી છબિ નયનાને આપી. નયનાએ તે લઇને ત્હેના પર પોતાનો હાથ ફેરવ્યો અને પછી તે પોતાના અંચલમાં છુપાવી દીધી અને બોલી: "હવે હું જાણું છું કંચન! ભગવાને મ્હને અંધ બનાવી તે સારૂં કર્યું છે. હું ત્હમારૂં ગમન મ્હારી આંખે નહીં જોઇ શકું."

નયનાએ જમીન પર શિર ઝુકાવીને કંચનને પ્રણામ કર્યા અને પછી ધીમે ધીમે દરવાજાની બ્હાર નીકળી ગઇ. જતી વખતે ત્હેણે

બીજી એક વસ્તુ લઇને પોતાના છેડામાં છુપાવી દીધી પણ તે કોઇએ જોયું નહીં. પોતાનું અધીર અને અશાન્ત હૃદય લઇને કંચન એકલો જ રહી ગયો.

મજૂરે સામાન લઇને નદી તરફ ચાલવા માંડયું ત્યારે શોધવા છતાં યે કંચનને પોતાનો એક જોડો ન મળ્યો. મનમાં ને મનમાં ત્હેને વિચાર આવ્યો કે પાગલ નયના તો તે નહીં ઉઠાવી ગઇ હોય ને!

પરંતુ વધારે વખત નહોતો. પેટીમાંથી બીજા જોડા કાઢીને ત્હેણે પહેર્યા અને ઘાટ પર જઈ પહોંચ્યો. નૌકા તૈયાર હતી. તે બેઠો અને નૌકા ચાલી. કંચન શૂન્યમાં દૃષ્ટિ ઢાળી ચૂપચાપ બેસી રહ્યો.

નૌકા જ્યારે નદીને કિનારેથી થોડે દૂર નીકળી ત્યારે કંચને ગામ તરફ નજર કરી. ત્હેના કર્ણપટે સહસા સંગીતનો મૃદુ–મધુર સ્વર અથડાયો. ચમકીને ત્હેણે જોયું તો પેલી ઊંચી ટેકરી પર એકલી એકલી બેસીને નયના ગાઇ રહી હતી. એનાં ગીતમાં કેટલી વેદના–કેટલો આર્તનાદ છુપાયેલો હતો!!!

૮

અને પછી છ વર્ષ વીતી ગયાં.

કંચનની પ્રેકટિસ ખૂબ સારી રીતે ચાલતી હતી. એક દિવસ ત્હેના એક મિત્રે આવીને કહ્યું, "ડોકટર! હું તો બહુ ખરાબ રીતે ઠગાયો! જેની સાથે મ્હેં લગ્ન કર્યું હતું તે છોકરી તો આંધળી છે અને ત્હેને ક્ષય પણ લાગુ પડયો છે. હું તો આ જીવનથી કંટાળી ગયો છું. એકવાર આવીને ત્હમે જૂઓ તો ખરા!"

સહસા કંચનના મનમાં આંધળી નયનાની સ્મૃતિ જાગી ઊઠી. લગ્ન બાદ તે ત્હેની ખબર પણ કાઢી શક્યો નહોતો. એક પ્રકારે તે ત્હેને ભૂલી જ ગયો હતો. આજ સહસા ત્હેની સ્મૃતિએ ત્હેને ચંચળ બનાવ્યો. ગાડી તૈયાર કરાવીને તે તુર્ત જ પોતાના મિત્રની સાથે ત્હેને ઘેર ગયો.

આવીને જોયું તો ત્હેની આગળ આંધળી નયના પડી હતી. એનું અસ્થિપિંજર હવે બાકી રહ્યું હતું. હાય! ત્હેની આવી દશા શાથી થઈ?

કંચને પુકાર કર્યો: "નયના!"

નયના પરિચિત સ્વરનો સ્પર્શ થતાં ચમકી ઊઠી, અને બોલી. "મ્હને કોણ પુકારે છે? હું આ કોનો અવાજ સાંભળી રહી છું?"

"હું છું નયના! મ્હારૂં નામ કંચન!"

"વારૂ, ત્હમે આવી પહોંચ્યા? બહુ મોડું કર્યું. ત્હમે મ્હારા જેવી આંધળીને યાદ પણ ન રાખી શક્યા કંચન? પરંતુ ત્હમે એમાં શું કરો? સંસાર એવો જ છે!!"

કંચને નયનાને તપાસી. નયના હસી અને બોલી: "હવે તપાસવાની કાંઈ જરૂર નથી કંચન! ત્હમારી ડોક્ટરી મ્હારે માટે પૂરી થઈ. હવે મ્હારી દવા ઇશ્વર કરશે. જૂઓ, આ કુંચીના ઝુડાથી મ્હારી પેટી ઉઘાડો."

કંચને તેમ કર્યું. પેટી ઉઘાડીને ત્હેણે જે કાંઈ જોયું તેથી તે પોતાનું રૂદન ખાળી શક્યો નહીં-પેટીમાં એક જોડો અને એક શીશીમાં ભસ્મ હતાં.

નયનાએ કહ્યું: "જૂઓ આ મ્હારી સંપત્તિ હતી. ત્હમારી આપેલી હતી તે હું આજ ત્હમને પાછી સોંપું છું. એ મ્હારા આદરની વસ્તુઓ હતી. મ્હેં ત્હમારી છબીને જલાવી દઈને ત્હેની ભસ્મ આ શીશીમાં ભરી રાખી છે-સંસારના સંદેહના ભયથી, સમજ્યા! ઇશ્વર ત્હમારૂં મંગળ કરો!"

કંચન બેફાટ રડી પડયો. આ રહસ્યનું કાંઇ પણ કારણ ન સમજી શકવાથી નયનાનો પતિ અવાક્ બનીને બન્નેના મુખ તરફ જોઇ રહ્યો.



# કલ્યાણી



હિમાલયના વક્ષઃસ્થળ પર ત્હેનું ઘર હતું. ચારે બાજુએ શૈલમાળા એક ખીણને ઘેરી રહી હતી. એ ખીણમાં એક બાજુએ ત્હેનું મકાન હતું. ગામ બહુ મોટું નહીં, પણ નાનું હતું. કેટલીક ઝૂંપડીઓ હતી, તો કેટલાંક પાકાં મકાન પણ હતાં. ત્હેનું મકાન પાકું અને બે માળનું હતું. ઉપરના ભાગમાં ત્હેનો ઓરડો હતો. સડક તરફ નહીં પણ પર્વત તરફ ત્હેની બારી હતી. ઘણુંખરૂં તો તે એ બારી આગળ ખુરશી નાંખીને બેસતી અને કલાકો સુધી કુદરતના રંગો ન્યાળી રહેતી. એ રંગો, એ સૌ દશ્યો કેટલાં આકર્ષક હતાં, કેટલાં મનોરમ્ય અને કેટલાં ભાવોત્પાદક હતાં! સામે પર્વત વનસ્પતિઓની લીલી શાલ ઓઢીને ઊભો હતો. અહીં તહીં નાનાં વૃક્ષોની ઘટા એવી લાગતી હતી કે જાણે એ લીલી શાલમાં વેલબુટ્ટા ન ગૂથ્યાં હોય! એ વૃક્ષઘટાઓમાં કદીક કદીક કોયલ આવીને પોતાની મસ્ત રાગિણી સુણાવી જતી હતી. એક તરફ એક ઝરણું ગુંજન કરતું વહ્યું જતું હતું—વણ થંભ્યે—વિના વિશ્રામે. કદીક વાયુ વાતાં ત્હેનો નાદ અને ઝરણાંનો શબ્દ—એ બન્નેના સમ્મિશ્રણથી, જાણે પ્રકૃતિ સંગીત સંભળાવી રહી હોય એવી ભાવના હૃદયમાં થતી. એ સંગીતમાં તાલસૂર નહોતાં કે નહોતું એમાં સમયનું વર્ગીકરણ:

પરંતુ જ્યારે તે એ શબ્દો, એ સંગીત સાંભળતી ત્યારે તે પોતાનાં પૂર્વપરિચિત હોય તેવું અનુભવતી. સંધ્યા ઊતરતી અને ભગવાન ભાસ્કર, ચન્દ્રને સારુ પોતાનું દફતર મૂકીને જવા માંડતા ત્યારનું દૃશ્ય કાંઇક ઓર જ રૂપ ધારણ કરતું. પર્વતના શિખર ઉપર સંધ્યાની લાલ લાલ વાદળીઓ, આકાશમાં લાલ ચાદર બિછાવી રહી હોય એવી જણાતી. એ લાલ વાદળીઓની પ્રતિચ્છાયા એ નાનકડા ઝરણાંમાં પડતાં અનુપમ દૃશ્ય બનતું. તે પર્વત અને ઝરણાંની આ હરીફાઇ નિહાળતી અને ત્હેનું હૃદય નાચી ઊઠતું, તે અત્યંત ભાવનાશીલ હતી.

૨

સંધ્યાનો એક એવો જ મનોહર સમય હતો. તે બારીમાંથી સંધ્યાના અસ્ત થતા સૂર્યને જોઈ રહી હતી.

"કલ્યાણી!" નીચેથી કોઇએ ત્હેને બૂમ પાડી.

"કોણ છે?" ત્હેણે પૂછ્યું.

"મા."

"કેમ, મા! શું છે?"

"ગાય હજી ઘેર નથી આવી, બેટા! જા, જરા જોઈ આવ તો!"

"હમણાં જાઉં છું, મા!"

તે નીચે ઊતરી અને ધીરે ધીરે વહેતા ઝરણાં તરફ તે ચાલી. થોડી ઘડી તે એ દૃશ્યને જોઇ રહી, પછી ત્હેને ગાયનું સ્મરણ થયું. ત્યાંથી તે વૃક્ષોની નાની નાની ઘટાઓ હતી તે તરફ આગળ વધી.

"વસન્તી, વસન્તી!" કહીને તે બૂમો પાડવા લાગી. વસન્તી ગાયનું નામ હતું, તે બૂમો પાડતી હતી એવામાં પાછળથી કોઇએ કહ્યું: "હું હાજર છું." તે ચમકી. ત્યાં અન્ય કોઈ હોવાની આશા નહોતી. ત્વરાથી ત્હેણે પાછળ ફરીને જોયું તો એક નવયુવક ત્યાં ઊભો હતો.

"હું હાજર છું." નવયુવકે ફરીથી કહ્યું.

"એટલે, ત્હમે શું કહેવા માગો છો?" કલ્યાણીએ પૂછ્યું

"ત્હમે મ્હને બોલાવ્યો હતો?"

"ત્હમને?"

"હા."

"અને મ્હેં બોલાવ્યા હતા?"

"હા."

કલ્યાણી હસવા લાગી.

"ત્હમે હસો છો?"

"હા."

"શા માટે?"

"ત્હમારા બોલવા પર."

"હું શું બોલ્યો?"

"કે મ્હેં ત્હમને બોલાવ્યા હતા."

"એ સાચી વાત છે."

"સાચી વાત છે?"

"હા. ત્હમે "વસન્તી" કહીને બૂમો પાડી રહ્યાં હતાં."

"શું વસન્તી ત્હમારૂં નામ છે?"

"હા."

"અને વસન્તી મ્હારી ગાયનું પણ નામ છે. હું ત્હેને બોલાવી રહી હતી."

આ ભૂલ માટે બન્ને હસી પડયાં.

"માફ કરજો, મ્હેં ત્હમને વ્યર્થ કષ્ટ આપ્યું."

"ક્ષમા તો મ્હારે માગવી જોઇએ. મ્હારું નામ વસન્તી ન હોત તો આવી ભૂલ ન થાત. ખેર, ત્હમારાં દર્શન થયાં એથી મ્હને ખૂબ આનંદ થયો."

"હવે હું જાઉં, મ્હારે ગાયને શોધવી છે."

"હું મદદ કરું?"

"ના, ત્હમારે કષ્ટ ઉઠાવવાની કાંઇ જરૂર નથી, તે ક્યાંથી મળશે એ હું જાણું છું."

થોડી ક્ષણમાં જ કલ્યાણીએ ગાયને વૃક્ષની ઘટાઓમાંથી શોધી કાઢી, અને ત્હેને હાંકી બહાર કાઢી લાવી. ત્યાં આવતાં જ ત્હેણે સંગીતનો ધ્વનિ સાંભળ્યો. ક્યાંકથી બેલા પર ગવાતા રાગનો સૂર આવી રહ્યો હતો. કલ્યાણીને સંગીત બહુ જ પ્રિય હતું. સંગીતના સૂર સાંભળતાં જ તે તે તરફ આકર્ષાતી. સંગીત અને ત્હેના હૃદય વચ્ચે ચુંબક અને સોયના જેવો સંબંધ હતો. ત્હેણે ગાયને પોતાના ઘરના રસ્તે દોરી અને પોતે જે દિશામાંથી સંગીત આવતું હતું તે દિશા તરફ ચાલી. એક વૃક્ષની આડમાંથી છુપાઇને ત્હેણે જોયું તો વસન્તી એક બાજુએ બેસીને બેલા બજાવતો ગીત ગાતો હતો. તે ગીતનું પ્રથમ ચરણ આ હતું—" આવો, આવો, હે કલ્યાણી!"

આ ચરણને વસન્તી વારે વારે ગાઇને સૂરના પલટા લેતો હતો. ત્હેનો સ્વર અત્યંત મધુર હતો અને ગાવાની ઢબ બહુ જ હૃદયગ્રાહી હતી. ગીતના મધુર સ્વરમાં તલ્લીન થતી તે વસન્તીની પાછળ આવીને ઊભી રહી. થોડી વારે ગીત સમાપ્ત થયું. વસન્તીએ વાદ્યને નીચે મૂક્યું.

"હું હાજર છું!" કલ્યાણીએ ધીરેથી કહ્યું. વસન્તીએ ચમકીને પાછળ જોયું.

"એટલે, ત્હમે શું કહેવા માગો છો?" ત્હેણે પૂછ્યું.

"ત્હમે મ્હને બોલાવી હતી?"

"ત્હમને?"

"હા."

"મ્હેં બોલાવી હતી?"

"હા."

વસન્તી હસવા લાગ્યો.

"તમે હસો છો?" કલ્યાણી બોલી.

"હા."

"શા માટે?"

"તમારા બોલવા પર."

"હું શું બોલી?"

"એ જ કે મ્હેં તમને બોલાવી હતી."

"સાચું છે"

"શું સાચું છે?"

"હા. તમે કહેતા હતા કે 'આવો, આવો હે કલ્યાણી!"

"કલ્યાણી તમારું નામ છે?"

"હા."

પણ હું તો ગીત ગાઇ રહ્યો હતો.

"ગીત?"

"હા."

"ત્યારે તો મ્હારી ભૂલ થઇ."

"આ ભૂલ પણ તમે ભૂલમાં જ કરી. જાણીબૂઝીને આવી ભૂલ કરવી એ તો કદાચ તમારે માટે મુશ્કેલ હશે."

"કષ્ટને માટે ક્ષમા કરજો."

"કષ્ટ તો મ્હેં તમને આપ્યું."

બન્ને ચૂપ થયાં. કલ્યાણી ઊભી રહી, વસન્તી પણ ઊભો થઈ ગયો. કદીક વસન્તી કલ્યાણી તરફ તો કદીક કલ્યાણી વસન્તી તરફ જોતી, તો કદીક બન્ને એકબીજાં પ્રત્યે, સાથે સાથે જ મીટ માંડતાં એક ક્ષણને માટે, અને પછી તુરત જ ત્હેમની દૃષ્ટિ પૃથ્વી તરફ ઢળતી. ત્હેમના હાથપગના નખ પણ બેકાર નહોતા. પગના નખ પૃથ્વી પર પડેલી કાંકરીઓ સાથે રમી રહ્યા હતા અને હાથના નખ પણ પરસ્પર ખેલી રહ્યા હતા.

"બેસીશું ને?" વસન્તીએ કહ્યું અને એ જ વાત બરાબર એ જ ઘડીએ કલ્યાણીના મુખમાંથી પણ નીકળી. બન્ને હસવા લાગ્યાં અને હસતાં હસતાં એક બાજુએ ઘાસ પર બેઠાં.

"કલ્યાણી!"

"વસન્તી!"

પંદર મિનિટ સુધીના વાર્તાલાપ પછી જ બન્ને એકબીજાનું નામ લઇને સંબોધવા લાગ્યાં હતાં. બન્નેમાં એટલી આત્મીયતા ઉત્પન્ન થઈ હતી.

"આજનો દિવસ મ્હારે માટે કેટલો સુખપ્રદ છે!" વસન્તી બોલ્યો.

"અને મ્હારે માટે?"

"હું ઉત્તર આપું?"

"શા માટે નહિ?"

"તે પણ બહુ જ જલ્દીથી બનશે."

"શું હૃદયને ઉકેલવા માટે ઝાઝો વખત જોઇએ છે?"

"હા."

"તો કદાચિત ત્હમારા હૃદયને હું બરાબર ઉકેલી શકી નહીં હોઉં."

"મ્હારા હૃદયની વાત જુદી છે."

"સાદો હિસાબ છે?"

"તદ્દન."

"તો અહીં પણ છે." કલ્યાણી બોલી.

"કેટલું વિસ્મયજનક!"

"શું!"

"એ જ કે આપણે આજે જ મળ્યાં છીએ અને આપણામાં આટલી બધી સમાનતા છે."

કલ્યાણી કાંઇ ન બોલી.

વસન્તી પણ મૌન રહ્યો. ત્હેણે ત્યાં સમીપમાં જ ઊગેલા ઘાસનું તણખલું તોડ્યું અને તે કલ્યાણીના કાનમાં ધીરે રહીને ફેરવવા માંડ્યું. સળસળાટ થવાથી કલ્યાણી ચમકી. વસન્તી હસવા લાગ્યો. કલ્યાણી ઊઠીને ઊભી થઈ.

"ક્યાં જાય છે?" વસન્તીએ પૂછ્યું.

"ઘેર."

"આટલી બધી ઉતાવળ?"

"મા વાટ જોઇ રહી હશે."

"થોડીવાર બેસ."

"બેસીને આપણે શું કરીશું?"

"વાતો."

"આટલી બધી વાતો તો કરી!"

"વાત વસ્તુ જ એવી છે કે જેટલી વધારે કરો તેટલી વધારે ને વધારે કરવાની ઇચ્છા જાગ્રત થાય છે. વાતોનો ભંડાર અનંત અને અક્ષય હોય છે."

"શી વાત કરીશું?"

"કાંઇક ત્હારા વિષે અને કાંઇક મારા પોતાના સંબંધમાં."

"પહેલાં ત્હમારા વિષે કરો."

"નહિ, ત્હારા વિષે."

"નહિ, ત્હમારા વિષે."

"ત્હારા."

"ત્હમારા."

"વારુ, કાંઇક ત્હારા વિષયમાં, અને કાંઇક મ્હારા."

"ત્યારે ત્હમારા વિષે કાંઇક કહો."

"મ્હારૂં નામ તો તું જાણે છે."

"તે હું નહીં ભૂલી શકું."

"મ્હને સંગીત બહુ ગમે છે."

"તે પણ હું નહિ ભૂલી શકું."

"હું અભિનેતા છું."

"અભિનેતા–એક્ટર?"

"હા. મ્હેં અત્યાર સુધી અનેક નાટકોમાં અભિનય કર્યો છે."

"સંગીત અને અભિનય! કલાનું કેટલું સુંદર સંમિશ્રણ!"

"ત્હને એ ગમે છે?"

"ગમે તેથી શું થાય?" કલ્યાણીએ દીર્ઘ નિશ્વાસ નાખીને કહ્યું.

"સંગીત ત્હને પણ ગમે છે?"

"બહુ જ."

"કોઈ વાર અભ્યાસ કર્યો છે?"

"ઝાઝો નહીં."

"અભિનયનો પણ શોખ છે કે?"

"છે, પરંતુ અવસર ક્યાં મળે છે?"

"જો ઈચ્છા હોય છે તો સાધન મળી જાય છે." તે વિચારવા લાગી. ત્હેને ઈચ્છા હતી. સાધન મળી શકશે મ્હને? તે આ બાબત પર વિચાર કરી રહી હતી અને વસન્તી ત્હેના તરફ નિહાળી રહ્યો હતો. એટલામાં દૂરથી અવાજ આવ્યો: "કલ્યાણી!"

"મા બોલાવી રહી છે!" કલ્યાણીએ વસન્તી તરફ જોઈને કહ્યું.

વસન્તી ઉદાસ બન્યો, કાંઈ બોલ્યો નહીં.

"મા બોલાવી રહી છે!" કલ્યાણીએ ફરીથી કહ્યું.

"કાન એ વાત સાંભળવા નથી માગતા–કલ્યાણી!"

"આટલા બધા ઉદાસ શા માટે થાઓ છો?"

"તું ચાલી જઈશ માટે."

"પણ તે તો કેવળ રાત્રિભર માટે જ."

"કાલે ફરીથી મળીશ?"

"હા."

"ચાલ. ત્હને ઘર સુધી પહોંચાડી જાઉં."

"ઘર સુધી શું પહોંચાડવાના હતા, આ સામે તો ઘર છે!"

"તેથી શું? બે ચાર મિનિટ ત્હારો સહવાસ વધારે મળશે."

"નહીં, મા ત્હમને મ્હારી સાથે જોઇને નારાજ થશે."

"શા માટે?"

"ત્હેની ઇચ્છા. તે જાણવાની કાંઈ જરૂર નથી."

"ઠીક, ત્યારે હું અહીં થોડીવાર બેસીશ."

"શું કરશો?"

"ગાઇશ."

"શું ગાશો?"

"આવો, આવો, હે કલ્યાણી!"

"ના, એમ ન કરશો?"

"શા માટે?"

"કદાચ એમ ન બને કે હું ઘરમાંથી નીકળીને અહીં દોડી ન આવું."

"એમ બનશે?"

"હા."

"તો હું ગાઇશ."

"ના, ના. એવું ન કરશો."

"વારુ, જ્યાં સુધી તું મ્હારી આંખોથી દૂર ન થાય ત્યાં સુધી હું રૂમાલ હલાવતો રહીશ—ત્હને ન્યાળતો રહીશ."

કલ્યાણી ચાલી ગઇ. વસન્તીએ રૂમાલ કાઢીને હલાવવા માંડ્યો. કલ્યાણીએ કેટલેક દૂર જઇને પાછા વળી જોયું, વસન્તીએ પણ ત્હેને જોઇ.

"કલ્યાણી!" ત્હેણે બૂમ પાડી.

"હાં!" કલ્યાણીએ ઊભા રહી જવાબ આપ્યો.

"થોડીવાર ઊભી રહે." કહીને વસન્તી ત્હેના તરફ ચાલ્યો. કલ્યાણી પણ ઊભી રહી. ત્હેની પાસે જઇને વસન્તીએ પૂછ્યું: "મ્હારા એક પ્રશ્નનો ઉત્તર આપીશ?"

" પૂછો."

" આજની બધી વાતો ત્હને યાદ છે ?"

" હા."

" એમાં રાત્રિ કાંઈ અંતર તો ભિણું નહીં કરે ને ?"

" ના, વસન્તી !"

" યાદ રાખજે !"

" જરૂર."

કલ્યાણી ઘરમાં ચાલી ગઈ ત્યારે વસન્તી પોતાના સ્થાને જવા નીકળ્યો. " આવો, આવો, હે કલ્યાણી !" બહુ મોટેથી ગાવાની ત્હેને ઇચ્છા થતી હતી, પરંતુ કલ્યાણીની વાતનું ત્હેને સ્મરણ થયું. તે ધીરે ધીરે ગીતની પંક્તિને ગણગણતો ચાલ્યો ગયો.

૪

કલ્યાણી અને વસન્તીનો અધિકાંશ સમય સાથે સાથે વીતવા લાગ્યો. બન્ને એક બીજાંનો સહવાસ પસંદ કરતાં હતાં. બન્નેની પ્રકૃતિ સમાન હતી. કલ્યાણી ભાવનાશીલ હતી: વસન્તી પણ ભાવનાશીલ હતો. કલ્યાણીને સંગીત ગમતું હતું: વસન્તી સંગીતનો પૂજારી હતો. બન્નેમાં બહારથી તેમ જ અંદરથી એટલી સમાનતા હતી કે તે સમાનતા એકતાનું રૂપ ધારણ કરતી જતી હતી. બન્ને હૃદય દિનપ્રતિદિન પરસ્પર આકર્ષાતાં જતાં હતાં. બન્નેમાં હવે બહુ–બહુ જ થોડું અંતર હતું.

આ તરફ કોઈ એવો ઘાટ, કોઈ એવી કુંજ, કોઈ શૈલ–શિખર, કોઈ એવો ઝરણાંનો કાંઠો નહોતો કે જ્યાં ત્હેમણે બન્નેએ થોડાઘણો વખત સાથે વિતાવ્યો ન હોય. ક્યાંક તેઓ એકબીજાંની વાતો સાંભળતાં, ક્યાંક તેઓ ગાતાં, વાદ્ય વગાડતાં, આંખમિચામણી રમતાં, તો કોઈવાર એકબીજાંની પાછળ દોડતાં. ક્યાંક કલ્યાણી નીરવ નિશ્ચલ બની બેસી જતી અને વસન્તી તેનું ચિત્ર આલેખતો. જ્યારે કોઈને કાંઈ કરવાનું ન રહેતું ત્યારે તેઓ બન્ને શાન્ત બની

પ્રકૃતિનું સૌન્દર્ય નિહાળતાં. સૌથી વધારે વખત કલ્યાણીએ અભિનય શીખવામાં ગાળ્યો હતો. કોઇક વાર તે રાણીનો પાઠ કરતી, કોઇક વાર ભિખારણનો: કદીક વૃદ્ધાનો તો કદીક યુવતીનો. વસન્તી અભિનય માટે ત્હેનો શિક્ષક હતો, ત્હેનો શ્રોતા હતો, ત્હેનો ઉપાસક હતો અને સાથે સાથે સમાલોચક પણ.

સાંજનો સમય હતો. વાદ્ય પર વસન્તી ગાઈ રહ્યો હતો :

"આવો, આવો, હે કલ્યાણી !
દેવી ત્હમારાં દિવ્ય દર્શન કાજે તલસે સૌ પ્રાણી !
આવો, આવો, હે કલ્યાણી !"

એટલામાં ત્હેના કાને સંગીતના સૂર સંભળાયા. ત્હેણે પોતાનું ગીત બંધ કર્યું અને ધ્યાનપૂર્વક સાંભળવા માંડયું. એ સંગીત કલ્યાણીનું હતું. કોઈ પણ જાતના વાદ્ય વિના તે ગાઇ રહી હતી :

જૂઓ, હાજર છે કલ્યાણી.
ભક્તિ, પ્રેમ, શ્રદ્ધા જે હૃદયોમાં હું ભાળું,
એ ભક્તોને, થઇ પ્રસન્ન દર્શન હું આપું :
મ્હને પામી શકે ના સૌ પ્રાણી.

કલ્યાણી એકાગ્ર ભાવે ગીત ગાઇ રહી હતી, પરંતુ ત્હેને ખાતરી હતી કે વસન્તી ત્હેનું ગીત સાંભળીને ત્યાં આવશે. ત્હેની એ ધારણા સાચી પડી. વસન્તી ધીરે ધીરે ત્યાં આવીને ત્હેની પાછળ ઊભો રહ્યો. કલ્યાણીથી એ છૂપું નહોતું. ત્હેના આગમનની એને ખબર હતી, પરંતુ ત્હેણે ગાવાનું બંધ કર્યું. ગીત પૂરું થતાં તે બેઠી હતી તે જ સ્થિતિમાં ઘાસ પર આડી પડી.

"દેવી !" વસન્તએ બૂમ પાડી.

"કોણ છે ?" કલ્યાણીએ પૂછ્યું–વિના પાછળ જોયે, જાણે ત્હેને વસન્તીની લેશ પણ ચિંતા ન હોય તેમ.

"ભક્ત."

"શી ઇચ્છા છે?"

"દર્શનની."

"હૃદયમાં ભક્તિ છે?"

"હા."

"શ્રદ્ધા છે?"

"હા."

"તો સામે આવે, દેવી દર્શન આપશે."

"દેવી પ્રસન્ન છે?"

"ત્હમારી ભક્તિથી દેવી પ્રસન્ન છે."

વસન્તીએ સામે આવીને કલ્યાણીનો હાથ પકડી લીધો અને બન્ને હસી પડયાં.

"તું આટલી બધી મશ્કરીખોર છે કલ્યાણી, પરંતુ તું દુઃખાન્ત નાટકોમાં સુંદર અભિનય કેવી રીતે કરી શકે એ આશ્ચર્યની વસ્તુ છે. ત્હારા અભિનયમાં તું એ કરુણરસ કયાંથી લાવે છે?"

"ખબર નથી કે શા માટે મ્હારા મુખ પર આટલું હાસ્ય અને ઉલ્લાસ રહેવા છતાં યે મ્હારું હૃદય કોઈ અદષ્ટ દારુણ વ્યથાથી રડયાં કરે છે. મ્હારા જીવનમાં કોઈ મહાન દુઃખદ ઘટના બનવાની છે એવું મને લાગ્યાં કરે છે. રહી રહીને મ્હારા મનમાં એક જ વિચાર જાગે છે કે મ્હારું જીવન કોઇ દુખાન્ત નાટક બનવાની તૈયારીમાં છે. કોઈ કોઇવાર હું મ્હારી છત પર પડી આકાશ તરફ જોઇ રહું છું, અને મ્હારા વિચાર ચન્દ્રમા પ્રત્યે કેન્દ્રિત બને છે. જેમ જેમ ચન્દ્ર ઘટતો જાય છે તેમ તેમ મ્હારું હૈયું બેસતું જાય છે. અમાવાસ્યા આવે છે ત્યારે મ્હારા હૃદયને સખ્ત આઘાત લાગે છે. મ્હારા હૃદયમાં વ્યાકુળતામિશ્રિત પીડા જાગે છે. પછી બીજનો ચન્દ્ર ઉગે છે અને જેમ જેમ તે વૃદ્ધિ પામતો જાય છે તેમ તેમ મ્હારું દર્દ ઓછું થતું જાય છે અને મ્હારી આશા બળવત્તર બને છે. પરંતુ મ્હને ભય રહે છે કે કદાચિત અમાવાસ્યાના દિવસે જ જીવનનો પણ અન્ત ન આવી જાય."

તે ચૂપ બની. ત્હેનું મુખ પણ કરમાઇ ગયું–જાણે ત્હેના હૃદયમાં જાગેલી પીડાનું પ્રતિબિંબ ત્હેના મુખ પર પડતું હોય તેમ.

"કલ્યાણી! આટલી બધી ચિંતા ન કર. એ બધી ત્હારી ભ્રમણા છે." વસન્તી બોલ્યો.

"નહીં, વસન્તી! નહીં. એ ભ્રમણા નથી. મ્હને ખાતરી છે કે એ ભ્રમ નથી. એ શું છે તે હું કહી શકતી નથી, પરંતુ એ ભ્રમ તો નથી જ."

"ગમે તે હોય, ત્હારે એ વિશ્વાસના મૂળ પર કાપ મૂકવો જ પડશે. તું ચન્દ્રને જ ત્હારા વિચારોનું કેન્દ્ર બનાવે છે. રાત્રિએ જ તું આકાશનું નિરીક્ષણ શા માટે કર્યા કરે છે? પ્રાતઃકાળના સૂર્યને જો, કદાચિત ત્હારા જીવનમાં પણ કોઈ પ્રાતઃકાળના સૂર્યનો ઉદય થાય."

"શી ખબર છે કે ત્હેના પર પણ વાદળનો પડદો નહીં આવી પડે!"

"ઓહ! કેવા વિચારો તું કરે છે, કલ્યાણી?" કહીને વસન્તીએ દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

"ત્હમે શા માટે ચિંતાતુર બનો છો, વસન્તી?"

"તું નથી જાણતી કલ્યાણી? હજુ સુધી પણ તું સમજી શકી નથી?"

કલ્યાણી વાર્તાલાપનો વિષય બદલતાં બોલી: "વારુ, હવે એ દુઃખદાયી વાતોને પડતી મૂકો. વસન્તી, વાદ્ય પર કોઇ સુંદર ટ્યૂન વગાડો."

વસન્તીએ કલ્યાણીની આજ્ઞા ઉઠાવી. કલ્યાણી અત્યંત ધ્યાનપૂર્વક મસ્ત બનીને એ સાંભળી રહી. વાજું બંધ પડયું, અને કલ્યાણી ઊઠીને ઊભી થઇ.

"કેમ, ન ગમ્યું?"

"ખૂબ ગમ્યું."

"તો પછી?"

"હું જાઉં છું."

"શા માટે?"

"એટલા માટે કે એ સૂર મ્હને ખૂબ જ ગમ્યો છે." કલ્યાણીએ હસીને કહ્યું.

"દયા કર, કલ્યાણી! સમસ્યા ન મૂક."

"ઠીક છે. ત્હમારા જેવા ગવૈયા જાદુગર હોય છે, અને જાદુગરોથી મ્હારે બચતાં રહેવું જોઇએ."

"પણ ત્હારા જાદુ આગળ અન્ય કોઇનું જાદુ ચાલી શકે તેવું નથી."

"આજે ઘેર કામ છે માટે જલદી જવું પડશે."

"એવું શું ભારે કામ છે?"

"કેટલાક મહેમાન આવવાના છે."

"એમાં ત્હારે શું? મા સંભાળી લેશે."

"એમ તો નથી, ત્યારે જ તો. તેઓ મ્હારે માટે આવે છે."

"ત્હારે માટે?"

"હા. મ્હારે માટે, મ્હને જોવાને માટે."

"ત્હને જોવાને માટે?"

"હા."

"હું કાંઇ સમજ્યો નહીં. ત્હારામાં શું જોવાનું છે?"

"છોકરીઓને જોવા માટે લોકો શા માટે આવે છે?"

"લગ્નને માટે."

"બસ ત્યારે."

"શું...ત્હારાં લગ્ન માટે?"

"હા."

"અને તું એવી રીતે લગ્ન કરવા માટે ત્હારી સંમતિ આપી દઇશ?"

"શા માટે નહિ?" કલ્યાણીએ હસીને કહ્યું.

"તું મજાક કરે છે."

"મજાક નથી. માની એવી ઇચ્છા છે અને હું ત્હેની ઇચ્છાને આધીન છું."

"તું એવું નહીં કરી શકે, કલ્યાણી."

"શા માટે નહીં? સૌ છોકરીઓ એમ જ કરે છે."

"પરંતુ તું નહીં. તું શિક્ષિત છે, સમજુ છે, ત્હારા ભાગ્યનો તું પોતે નિર્ણય કરી શકે તેમ છે."

"એથી શું થાય વસન્તી! હું જાણું છું કે હું એ વાતથી દૂર નાસવા માગું છું. હું જાણું છું કે એક અણુજાણ વ્યક્તિ સાથે બંધાઇ જવાનું હું સહન કરી લઉં નહીં, છતાં યે મ્હારે તેમ કરવું પડશે. મા મ્હને ખૂબ ચાહે છે અને હું ત્હેને અત્યંત આદર અને શ્રદ્ધાભર્યાં ભાવે નિહાળું છું. તે જે કહે ત્હેનો હું વિરોધ કેમ કરી શકું? ત્હેની આજ્ઞાનું ઉલ્લંઘન હજુ સુધી મ્હેં કર્યું નથી તો હવે પછી કેમ કરી શકું? હવે નહીં કરી શકું. ત્હેનામાં કોઇ એવી શક્તિ છુપાયેલી છે કે જ્યારે તે કોઇ આજ્ઞા કરે છે ત્યારે, ઇચ્છા ન હોવા છતાં યે, મ્હારે તે માનવી પડે છે."

"બીજી બધી આજ્ઞાઓ માનજે, કલ્યાણી, પણ આ આજ્ઞા; ઓહ! ઇશ્વરને ખાતર ત્હારું ભવિષ્ય ન બગાડ. માની લે કે જેની સાથે ત્હારું લગ્ન થશે તે ત્હને ન ચાહી શકે, ત્હેની ભાવનાઓ ત્હારી ભાવનાઓ સાથે ન મળી, તે ત્હારું હૃદય ન સમજી શકે તો પછી તું શું કરીશ? શું સમસ્ત જીવન રુદન કરતાં, કલ્પાંત કરતાં, વિતાવીશ? શું ત્હારી ભાવનાશીલતાને, ત્હારી ભાવનાઓને, ત્હારા હૃદયના આંતરિક પુકારને દબાવી દઇશ જેથી તે

પુરુષની, ત્હેનાં ઘરવાળાંઓની અને ત્હેના અપાવન વિચારોની દાસી બની તે કાળ વિતાવીશ? વિચાર કર, કલ્યાણી! વિચાર કર. હજુ કાંઈ બગડ્યું નથી. ત્હારી માતા આગળ તું ત્હારા વિચારો જણાવી દે. ત્હેને કહી દે કે તું પ્રેમવિહોણા લગ્નને માટે ત્હારી સંમતિ કદાપી નહીં આપી શકે. એકવાર તું કહી જો. મા ત્હારી ભાવના સમજવાનો યત્ન જરૂર કરશે."

"નહીં વસન્તી! હું એટલી ભાગ્યશાળી નથી. મ્હારી માતા પ્રાચીન વિચારની છે. કટ્ટર સનાતની હિંદુ છે. ત્હેનો પાકો અભિપ્રાય છે કે છોકરા-છોકરીઓનાં લગ્ન એ માતાપિતાનું કાર્ય છે અને તેમાં છોકરાંઓને હસ્તક્ષેપ કરવાનો કોઈ અધિકાર નથી. પિતાજી જીવતા હોત તો જુદી વાત હતી. એમણે મ્હને ભણાવીગણાવી છે અને મ્હારામાં જે કાંઇ ભાવનાઓનો અંશ અને પ્રાકૃતિક સૌન્દર્યનો પ્રેમ છે ત્હેને માટેનો યશ ત્હેમને ઘટે છે. આ પરિસ્થિતિમાં ત્હમે જે કાંઇ કહો છો તે કરવા માટે અત્યંત સાહસની આવશ્યકતા છે-મહાન આત્મબળની જરૂર છે. મ્હેં મ્હારી જાતને તાવી જોઇ છે. મ્હારામાં નથી તે સાહસ કે નથી તે આત્મબળ."

આટલું બોલી તે ચૂપ થઇ ગઈ. ત્હેનાથી આગળ કશું બોલાયું નહીં-જાણે કોઇએ ત્હેનું ગળું બંધ કરી દીધું ન હોય તેમ. ત્હેના મુખ પરની રેખાઓ પરથી સ્પષ્ટ જણાતું હતું કે ત્હેણે જે કાંઇ કહ્યું હતું ત્હેના વિચારે ત્હેને અત્યંત માનસિક વેદના થતી હતી. વસન્તી ક્ષણભર ત્હેના મુખ તરફ જોઇ રહ્યો-કાંઇક વેદનાથી, કાંઇક સહાનુભૂતિથી, કાંઇક આશ્ચર્યથી, કાંઇક શ્લાઘાથી. તે બોલ્યો : "કલ્યાણી!"

"હું."

"તું ચૂપ કેમ થઈ ગઈ?"

"જે કહેવાનું હતું તે મ્હેં કહી દીધું. વધારે કહેવાથી ત્હમને દુ:ખ થશે."

"કાંઇ બીજું કહેવાનું હતું ખરું?"

" ઘણું યે, પણ તેથી શો લાભ ? "

" શા માટે નહીં, કલ્યાણી ! થોડો ઘણો લાભ પણ થઈ શકે, જો તું ઇચ્છે તો. પરંતુ મનની વાત મનમાં રાખવાથી તો કામ નહીં સરે. "

" મ્હારાથી નહીં કહી શકાય વસન્તી ! "

" હું કલ્પના કરું ? "

" સમજી શકયા છો ? "

" થોડું ઘણું. "

" કરો અનુમાન ! "

" આજના દિવસોની સ્મૃતિઓનો તું વિચાર કરી રહી છે ! "

" મ્હને જવા દો, વસન્તી ! હું વધારે કાંઈ નહીં સાંભળી શકું. દિલમાં દર્દ થાય છે. એને વધારે ન સ્પર્શો—હું રડી પડીશ."

" ત્હારે જવું હોય તો જજે, પણ એક વાતનો ઉત્તર આપતી જા."

" અત્યારે ત્હમે મ્હને કાંઈ જ ન પૂછશો."

" આજ દિન સુધી મ્હેં ત્હને કાંઇ નથી પૂછ્યું, હવે પૂછ્યા વિના ચાલે એમ નથી. મ્હારો ફક્ત એક જ સવાલ છે, ઉત્તર આપીશ ? "

" પૂછો."

" શું તું ત્હારી આકાંક્ષાને ભૂલી ગઇ ? "

" એકટ્રેસ થવાની ? "

" હા."

" તે હું ભૂલી નથી."

" પરંતુ માતાની આજ્ઞાનું પાલન કર્યાં બાદ તો ત્હારે એ ભૂલવી પડશે."

" ભૂલવાનો પ્રયત્ન કરીશ."

" અને જો તું એ ન ભૂલી શકી તો ? એ જીવનમાં જો કદાચિત એ ભાવનાએ જોર કર્યું, જો કદાચિત આજના દિવસોની

સ્મૃતિ નજર સમક્ષ તરવરવા લાગી તો? જો કદાપિ ભાવનાની લહરીઓ જાગીને ત્હારા હૃદયને સ્પર્શી ગઇ તો? કદાચિત સંગીતની, સૌન્દર્યની, સુષમાની ઉપાસનાના ભાવ હૃદયમાં જાગ્રત થયા તો? ત્યારે તું શું કરીશ?"

"એનો ઉપાય શો વસન્તી?"

"તું ઉપાય પૂછે છે? જ્યાં ઇચ્છા છે ત્યાં સાધન છે, એ ત્હને યાદ નથી? જો તું ઇચ્છે તો એ મૂંઝવણમાંથી ત્હને બહાર કાઢનાર કોઇ મળી શકે."

"કોઈ?"

"હા, કોઈ."

"ત્હમે?"

"સંભવ છે."

"કદાચ એમ બની શકે! મ્હારી આકાંક્ષાઓને પૂર્ણ કરવા માટે હું ત્હમારી સાથે કેવી રીતે ચાલી નીકળું?"

"ત્હારી જ આકાંક્ષાઓ નહીં, મ્હારી આકાંક્ષાઓ પૂર્ણ કરવા માટે!"

"ત્હમારી આકાંક્ષાઓ!"

"હા, કલ્યાણી! જે દિવસે મ્હેં ત્હને જોઇ તે દિવસથી મ્હારા હૃદયમાં પણ આકાંક્ષાઓ થિરક-થિરક નાચી રહી છે. હું ઇચ્છું છું કે તું મ્હારી થા, પણ......"

તે કલ્યાણી તરફ જોઇ રહ્યો—કદાચ કાંઈક ઉત્તર મેળવવાની આશાથી; પરંતુ કલ્યાણી ચૂપ-મૌનભાવે બેસી રહી, નીચી દૃષ્ટિ ઢાળીને.

"તું જાણે છે કલ્યાણી, મ્હારા હૃદયમાં ત્હારે માટે કયું સ્થાન છે?" તે બોલ્યો.

"જાણું છું." કલ્યાણીએ પણ આ વખતે ઉત્તર આપ્યો.

"અને ત્હારા હૃદયમાં પણ..."

"હા." કાંઈક સંકોચપૂર્વક તે બોલી.

વસન્તીની આકૃતિ ખીલી ઊઠી.

"તો પછી ચાલીશ તું મ્હારી સાથે ?"

"હા."

"આજ રાત્રિએ ?"

"હા."

"તો અહીં આવજે : આપણે આ સ્થળને આખરી નમસ્કાર કરીશું."

'ભલે."

*

રાત્રિના અંધકારમાં ટૉર્ચ હાથમાં લઈને વસન્તી ત્યાં આવ્યો, પણ કલ્યાણી ત્યાં નહોતી. ત્હેની પ્રતીક્ષામાં તે થોડીવાર ત્યાં ટહેલતો રહ્યો, પરંતુ કલ્યાણી નજરે ન પડી. શું તે નહીં આવે ? પ્રતીક્ષા કરવાનું ત્હેને મ્હાટે અસહ્ય બની ગયું. સાંજે જે સ્થળે બેસીને ત્હેમણે વાર્તા-વિનોદ કર્યો હતો ત્યાં આવીને તે બેઠો પણ દિલ લાગ્યું નહીં. કલ્યાણીને શું થયું ? ત્હેણે પોતાનો નિશ્ચય ફેરવ્યો હશે ? શું ત્હેની માતાને બધી બિનાની જાણ થઈ ગઈ હશે ? આ અને આવા બીજા પ્રશ્નો પર વિચાર કરતાં કરતાં ત્હેને માથામાં દર્દ થવા લાગ્યું. ત્હેનું પ્રિય વાદ્ય હાથમાં હતું. તે "આવો, આવો, હે કલ્યાણી !" નું ગીત બજાવવા લાગ્યો, પરંતુ કલ્યાણી ન આવી. નિરાશ બનીને ત્હેણે પડતું મૂક્યું : એ મૂકવા જતાં જ ત્હેની દૃષ્ટિ એક કવર પર પડી, ત્હેના પર ત્હેનું જ નામ હતું, હસ્તાક્ષર કલ્યાણીના હતા. કંપતા ધ્રૂજતા હાથે કવર ફાડીને ત્હેણે પત્ર વાંચવા માંડ્યો.

"પ્રિય વસન્તી,

આપણે બન્નેએ જ્યાં બેસીને એક બનવાનો નિશ્ચય કર્યો હતો, કલાકો સુધી બેસીને આપણે જ્યાં સાથે હસતાં, રોતાં, રમતાં, ઝઘડતાં હતાં, જ્યાંની રજ મ્હારે માટે-ભક્તને દેવતાની મૂર્તિ જેટલી

પવિત્ર હોય તેટલી—પવિત્ર છે એ સ્થળે ત્હમે આવશો ત્યારે મ્હને નહીં પામો.

ત્હમે મોટી મોટી આશાઓ બાંધીને આવશો. ત્હમારા હૃદયમાં ઉમંગોની લહરીઓ જાગી રહી હશે. ત્હમે માનતા હશો કે સંસારમાં સૌથી સુખી માનવી જો કોઇ હોય તો તે ત્હમે જ. ત્હમારા મુખ પર હાસ્યની રેખાઓ તરી રહી હશે. સ્વપ્નો નીરખી રહ્યાં હશો કદીક મ્હારાં, કદીક ત્હમારાં, કદીક આપણાં બન્નેનાં. એ સ્વપ્નોમાં ઉલ્લાસની જ સૃષ્ટિ સમાયેલી હશે. સુખ અને સમૃદ્ધિ, સંપત્તિ અને સફળતા સૌન્દર્ય અને સંગીત જ્યાં દાસદાસીનાં કામ કરી રહ્યાં હોય એવું કોઈ જાજ્વલ્યમાન જગત ત્હમે ઝંખી રહ્યા હશો. એ વિલક્ષણ જગતમાં બે જ પ્રાણી વિચરી રહ્યાં હશે—ત્હમે અને હું.

ત્હમે આવી અનેક ભાવનાઓભર્યા આવશો અને મ્હને નહીં જૂઓ એથી ત્હમારા હૃદયને સખ્ત આઘાત લાગશે. કદાચ એથી ત્હમારું હૃદય છિન્નવિચ્છિન્ન થઇ જશે. ત્હમે આ પત્ર વાંચશો ત્યારે મ્હારા પર ખિજાશો, ગુસ્સો કરશો, મ્હને વિશ્વાસઘાતિની કહેશો. પરંતુ શું કરું? મ્હારે વિવશ બનીને આ બધું કરવું પડ્યું છે.

માતાએ સંબંધ નક્કી કરી દીધો છે. આજે જે લોકો આવ્યા છે તે કાલે ચાલ્યા જશે. માની સાથે મ્હારે વાત થઇ હતી. કોણ જાણે ક્યાંથી એમને મ્હારા મનોવિચારોની જાણ થઇ હતી. ત્હેણે મ્હને ખૂબ સમજાવી. એ સમજાવવામાં મ્હારા ભવિષ્યનું, મ્હારા સુખનું કશું સ્થાન ન હતું—એમાં વડીલોનું નાક, કુટુંબનું નામ, લોકલજ્જા, સમાજનો વિચાર, વચન આપીને ત્હેનો ભંગ ન કરવો, કુમારી છોકરીઓનું કર્તવ્ય, માતાપિતાના અધિકાર વગેરે વાતોનો ઉલ્લેખ હતો. ત્હેણે મ્હારી આગળ સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે છોકરીઓનો જન્મ પોતાને માટે નહીં પણ અન્યને માટે થાય છે, આથી સદાને માટે ત્હેણે પોતાનો વિચાર ન કરતાં બીજાઓનો વિચાર કરવો જોઇએ. બીજાને ખાતર પોતાનું જીવન બગડતું હોય તો કાંઈ નહીં.

માતાપિતાનું નામ, પતિની ઇચ્છા વગેરેની આગળ ત્હેનું પોતાનું સુખ કશી જ વિસાતમાં નથી.

ત્હેણે સ્પષ્ટ રીતે તો નહીં પણ ગોળગોળ વાતમાં ઘરમાંથી નાસી જવાથી શી દશા થશે એ પણ સમજાવી દીધું. ઘરમાંથી નાસી જનાર માટે બ્હારની જાહેર દુનિયામાં કશું સ્થાન નહીં રહે, કોઇને પોતાનું મુખ નહીં બતાવી શકે અને તેને માટે આત્મહત્યા સિવાય બીજો કોઈ ઉપાય નહીં રહે એમ મ્હને ઠસાવી દીધું. ત્હેણે મ્હારું લાલનપાલન કર્યું છે, એટલે મ્હારું કર્તવ્ય છે કે સમાજમાં ત્હેનું અપમાન કદાપિ ન થવા દેવું. વળી તે અસવર્ણ લગ્નની પક્ષપાતી પણ નથી. ત્હેણે તો પોતાની સમાન કક્ષાનું, કટ્ટર હિંદુનું ઘર શોધ્યું છે.

એમાં મ્હેં મારી સંમતિ આપી દીધી છે. કદાચ એ મ્હારી કાયરતા ગણાશે, પરંતુ હું પ્રથમ જણાવી ચૂકી છું કે માતાની આજ્ઞાનું મ્હારે પાલન કરવું જ પડે છે–જેથી કુટુંબનું નામ રહે, સમાજમાં મા પોતાનો દરજ્જો જાળવી શકે. મ્હેં મ્હારું બાકી ભાગ્યને ભરોસે છોડયું છે. જો આને સમસ્ત જીવનનું બલિદાન કહી શકાય તો તે હું જાણીબૂજીને આપી રહી છું. સમાજના નિયમ એવા છે કે હું આ સિવાય કોઈ બીજો માર્ગ ગ્રહણ કરી શકું નહીં.

ત્હમે એમ ન માનશો, વસન્તી, કે આ નિશ્ચય પર આવતાં મારા દિલને જરા યે દુઃખ નથી થયું. હું મ્હારું હૃદય ચીરીને ત્હમને બતાવી શકતી હોત તો કેવું સારું થાત! હું ત્હમને શું માનતી હતી એ ત્હમે જાણો છો. હું ત્હમારી સાથે રહીને કઈ કઈ આકાંક્ષાઓ પૂર્ણ કરવાનાં સ્વપ્ન ન્યાળી રહી હતી એ ત્હમે જાણો છો. મ્હને બીજાની સાથે ત્હેની પત્ની બનીને રહેવામાં શી મુશ્કેલીઓ પડશે તે પણ ત્હમે જાણો છો. હું ત્હમને મ્હારા હાથથી ગુમાવી રહી છું–મ્હારા હાથે જ, જાણી જોઇને જ! આ કેટલી દર્દભરી વાત છે–એનું દુઃખ સદા યે મ્હારા હૃદયમાં રહેશે. હું ત્હમને મળત, પણ મ્હારાથી એ

સાહસ કરી શકાયું નહીં. હું ત્હમને દુઃખી થતા જોઈ શકું તેમ નહોતી, તેમ જ હું ત્હમારી આગળ આવીને મ્હારા નિશ્ચય પર દૃઢ રહી શકત નહીં. ઓહ! માનવહૃદય કેટલું ક્ષુદ્ર છે : કેટલું શિથિલ છે!

ત્હમે અહીંથી તુરત જ ચાલ્યા જાઓ. વસન્તી, અને મ્હને ભૂલી જાઓ—સદાને માટે. આપણુને જરા પણુ શાન્તિ આપી શકે તેવો આ એક જ ઉપાય છે. ભૂલવાનો પ્રયત્ન કરજો અને સ્મૃતિમાં તડપજો. ત્હમે મ્હને જીવનમાં ન મળ્યા હોત તો સારું થાત, હું બલિદાનની ઘડીએ આટલું બધું કષ્ટ ન પામત. પરંતુ અત્યારે હવે એ વાતોનો વિચાર કર્યે શું થાય? ભાગ્યમાં એવું જ લખ્યું હશે!

હવે હું વધારે લખી શકતી નથી. એ સ્મૃતિઓનો ઉપહાર —ત્હમને મ્હારા પ્રથમ મિલનનો અને અંતિમ સમયનો પ્યાર!

—અભાગિની કલ્યાણી."

૫

કલ્યાણીનું લગ્ન થઈ ગયું. ત્હેનું સાસરું સુરતમાં હતું. પતિ ભણેલો-ગણેલો હતો. બી. એ. પાસ કરીને ત્હેણે અભ્યાસ મૂકી દીધો હતો, અને કાપડનો વેપાર કરતો હતો,

પ્રથમ રાત્રિ હતી. કલ્યાણી પોતાને પિયરથી હારમોનિયમ સાથે લેતી આવી હતી. ત્હેને સંગીતનો શોખ તો હતો જ એટલે થોડો વખત મળતાં જ તે પોતાના ખંડમાં ગઇ. ત્હેણે માન્યું હતું કે ત્હેનો પતિ ચોરની માફક છુપાઇને આવશે, થોડી ઘડી તે ગીત સાંભળવામાં તલ્લીન થઇ જશે, પછી ધીરે ધીરે તે ત્હેની ખુરશીની પાછળ આવીને ત્હેની આંખો દબાવી દેશે. તે સમજી જશે, પણ કશું બોલશે નહીં. તે આશ્ચર્યચકિત થઈ બૂમ પાડશેઃ "કોણ છે?" તેઓ કાંઈ ન બોલતાં ત્હેની આંખો વધારે જોરથી દાબશે, ત્યારે તે કહેશેઃ "હું સમજી ગઈ—ત્હમે છો." પછી તેઓ આંખ પરથી હાથ ઉઠાવી લેશે અને એકબીજાં સામું જોઇને બન્ને હસી પડશે, એવું એ ત્હેમનું પ્રથમ મિલન—મધુર મિલન—હશે.

થોડી ઘડી કલ્યાણી આવી રીતે પોતાના ભાવનાશીલ હૃદયમાં ભાવનામય કલ્પનાઓનો સંચાર કરતી રહી, અને પછી તે એની કાલ્પનિક નીંદરમાંથી જાગ્રત બની. હારમોનિયમ લઇને તે બજાવવા માંડયું. હજુ એની પૂરી શરૂઆત પણ નહોતી કરી ત્યાં તો બિહારીના, કલ્યાણીના પતિના મકાનની નીચે કલ્યાણીના ખંડની બારી પાસે જ કેટલાક છોકરાઓ એકઠા થઈ ગયા. કોઇ ચાળા પાડતું હતું, કોઈ હારમોનિયમની ધૂન સાથે સીટી બજાવતું હતું, તો કોઇ બિહારીનું નામ લઈ ત્હેનો ઉપહાસ કરતું હતું. બિહારી દુકાનેથી આવતો હતો ત્યારે ત્હેણે આ બધું જોયું. કલ્યાણી પોતે જ ત્હેનો ઉપહાસ કરી રહી હોય એમ ત્હેને લાગ્યું. તે આગળ વધ્યો અને બારણા પાસે આવતાં જ ત્હેણે સાંભળ્યું:—કલ્યાણી ગાઈ રહી હતી.

"વાદળીઓ શાને મુજને તરસાવો!
પિયુવિરહની જ્વાલ જલે છે,
મિલન—નીર શીતળ વરસાવો!
વાદળીઓ શાને મુજને તરસાવો!"

દ્વાર પર ઊભો રહી બિહારી ગીત સાંભળવા લાગ્યો. એટલામાં જ ત્હેણે સાંભળ્યું કે પડોશની કેટલીક આધેડ વ્યક્તિઓ બેઠી બેઠી ત્હેની સ્ત્રીના સંબંધમાં વાતો કરી રહી હતી:

"પૂરેપૂરી મડમ છે!" એકે કહ્યું.

"હજુ તો કાલ સવારે ચાલી આવે છે અને આજથી જ પોતાનાં બધાં કરતૂક બતાવવાં શરૂ કર્યાં છે." બીજાએ કહ્યું.

"આજે આ વાત છે તો કાલે રસ્તા પર નાચશે પણ ખરી!" ત્રીજાએ ગંભીરતાપૂર્વક પોતાની સંમતિ આપી.

બિહારીનું મુખ લાલચોળ થઈ ગયું. તે સીધો ઉપર ચડયો અને કલ્યાણીના ખંડનું દ્વાર ઉઘાડી અંદર દાખલ થયો. કલ્યાણીએ બારણું ઊઘડવાનો અવાજ સાંભળ્યો. પતિનું આગમન થયું એ જાણીને ત્હેને આનંદ થયો. ત્હેણે ગાવાનું ચાલુ રાખ્યું હતું.

"મ્હારી પીડ સમજી, નિરમોહી,
આંસુનાં બે બુંદ વહાવો!
વાદળીઓ શાને મુજને તરસાવો!"

ત્હેણે ગાવાનું બંધ ન કર્યું: બિહારીના આગમનની પોતાને ખબર નથી એ બતાવવા માટે. પરંતુ બિહારી ત્હેની પાસે પણ ન આવ્યો. બારણા આગળ ઊભા ઊભા જ ત્હેણે મોટેથી બૂમ પાડી કહ્યું, "ગાવાનું બંધ કર."

કલ્યાણીના હોશ ઊડી ગયા. ત્હેણે સ્વપ્ને પણ ધાર્યું નહોતું કે પોતાના પ્રથમ મિલનના અવસરે પતિનો આવો વ્યવહાર રહેશે. ત્હેના કહેવાનો ઢંગ શિષ્ટ અને મધુર હોત તો કદાચ ત્હેને ખોટું ન લાગત. સ્નેહપૂર્વક ઘોળેલું વિષ પણ લોકો પ્રસન્નતાથી પી જાય છે. બિહારીના વાક્યમાં આદેશ–ઉપેક્ષામય આદેશ, ગર્વ અને સ્વામિત્વ-ભર્યો આદેશ સમાયેલો હતો અને તે કલ્યાણીને માટે વિષથી યે વધારે દાહક હતો. ત્હેના કોમળ હૃદયને આઘાત લાગ્યો. ત્હેનો આત્મા ઘવાયો. ગીત બંધ કરી ઘડીભર તે પોતે લૂંટાઈ ગઇ હોય તેવી દૃષ્ટિએ બિહારી તરફ જોઇ રહી. ત્હેની પાસે ફક્ત બે વસ્તુઓ હતી: કલ્પના અને ભાવના. અત્યારે એનાં કલ્પનાકુસુમો કચરાઇ ગયાં, એની ભાવનાઓની પ્યાલી છલકાઈ ગઇ–જાણે તે સંપત્તિવિહોણી બની ગઇ.

"આ ઘરમાં આવી રીતે ગાવા–બજાવવાનું નહીં બની શકે. આ ગૃહસ્થ માણસનું ઘર છે, વારવનિતાઓનો અડ્ડો નથી, સમજી!" કહીને બિહારી ત્યાંથી બહાર નીકળી ગયો. કલ્યાણી સાથે ત્હેણે વાત સરખી યે ન કરી. કલ્યાણી ઘડીભર પૂતળીવત્ ઊભી રહી. હજુ ત્હેને ખાતરી નહોતી થતી કે ત્હેનો પતિ આવ્યો હતો અને ગુસ્સામાં કાંઇક કહી ગયો હતો. પછી તે પાસે પડેલા પલંગ પર બેઠી. અંતર્વેદનાની પ્રથમ શ્રેણી સમાપ્ત થઇ ચૂકી હતી. હવે બીજી ચાલુ

થઇ. એની આંખમાંથી આંસુ સરવા લાગ્યાં. પહેલાં એ આંખના છેડેથી બહાર નીકળ્યાં અને પછી ત્હેમણે ગાલ પર આક્રમણ કર્યું અને છેવટે એની હાર બંધાઇ ગઇ. આંસુની સાથે ડૂસકાં પણ શરૂ થયાં. ત્હેણે તકિયામાં મુખ છુપાવી દીધું અને બાળકની માફક ઝાર–ઝાર રડવા લાગી. તકિયાને બદલે કોઇનું વક્ષ:સ્થળ હોય તો આંસુ તુરત જ બંધ થઇ જાય છે, પરંતુ તકિયા પાસેથી એટલી સહાનુભૂતિ, એટલી ધીરજ અને એટલો સંતોષ નથી મળતો.

જ્યારથી કલ્યાણી આ ઘરમાં આવી હતી ત્યારથી ત્હેણે વસન્તીને ભૂલવાની ચેષ્ટા કરી હતી. ત્હેણે એટલો પ્રયત્ન કર્યો હતો કે તે ત્હેને લગભગ ભૂલી ગઈ હતી. જ્યારે ત્હેનું સ્મરણ થતું ત્યારે તે પોતાના પતિનું ધ્યાન ધરતી. સ્ત્રીમાં એ મહા ભારે ગુણ છે કે તે પોતાના અન્તર્જગતની વેદનાને એવી રીતે દબાવી શકે છે કે ત્હેનું અસ્તિત્વ તદ્દન નષ્ટ થયા જેવું પ્રતીત થાય છે. પરંતુ હા, ત્હેના હૃદયમાં જે ભાવનાશીલતા હોય છે ત્હેનું પોષણ થવું જોઈએ. જો ત્હેનું પોષક ન મળ્યું તો ત્હેની અન્તર્વેદના જાગ્રત થાય છે અને તે પોતાના પ્રેમીને માટે તરફડિયાં મારે છે. કલ્યાણીની એવી દશા થઇ. જ્યારે ત્હેની ભાવનાશીલતાને બિહારીદ્વારા ઠોકરે મારવામાં આવી ત્યારે ત્હેને વસન્તીનું સ્મરણ થયું. ત્હેને માટે તે વ્યાકુળ બની. વારંવાર વસન્તી ત્હેની સન્મુખ ઊભો રહી "આવો, આવો હે કલ્યાણી!" ગાઇ રહ્યો હોય તેમ ત્હેને પ્રતીત થવા માંડયું.

"જુઓ, હાજર છે કલ્યાણી!" એમ ત્હેને પણ ગાવાનું મન થઈ આવતું.

પરંતુ ત્હેના મુખમાંથી શબ્દ સરખો યે બહાર ન નીકળતો, અને નીકળે પણ કેવી રીતે? સંગીત હૃદયની વસ્તુ છે, નહીં કે હોઠની. જ્યારે હૃદય સ્મશાન બની જાય છે ત્યારે કોયલ પણ ત્યાંથી ઊડી જાય છે.

૬

ધીરે ધીરે કલ્યાણીએ પોતાની જાતને સંભાળી લીધી. ત્હેણે પોતાનું લગ્ન ઇચ્છાનુસાર નહોતું કર્યું, માતાની ઇચ્છાથી કર્યું હતું. તો પછી પોતાની ઇચ્છાનુસાર ત્હેને સુખ ન મળે તો ત્હેણે કશી ફરિયાદ ન કરવી જોઇએ. ભાગ્યની પરીક્ષા કરવા માટે જ ત્હેણે માતાની આજ્ઞા શિરોમાન્ય કરી હતી. હવે ભાગ્યની પરીક્ષા થઈ ચૂકી હતી. ત્હેનું જે પરિણામ આવ્યું ત્હેનો ત્હેણે સ્વીકાર કરવો જ રહ્યો, અને એ વિચારે ત્હેણે પોતાનું ગૃહજીવન આરંભ્યું. ત્હેણે પોતાના કાલ્પનિક જગતને નષ્ટ કરી દીધું. જે જીવનમાં તે હતી ત્હેને અનુરૂપ બનવાનો તે પ્રયત્ન કરવા લાગી. ત્હેણે સંગીત છોડી દીધું, હારમોનિયમને ફરીથી સ્પર્શ સરખો યે ન કર્યો. હવે તે પ્રથમની કલ્યાણી નહોતી રહી-ત્હેની કાયાપલટ થઇ ગઇ હતી. કોઇ કોઇ વાર ત્હેનો આત્મા આ નીરસ જીવનથી વિચલિત બની જતો હતો, છતાં યે તે એ જીવનથી સંતુષ્ટ હતી.

કલ્યાણી જેવી સ્ત્રીના હૃદયને વિજયી બનાવી લે અને ત્હેને સંતુષ્ટ રાખે એવા ગુણો બિહારીમાં નહોતા, છતાં યે તે કલ્યાણીને ચાહતો હતો. તે પોતાની બુદ્ધિ અનુસાર ત્હેને સુખી બનાવવા પ્રયત્ન કરતો હતો; પરંતુ તે બુદ્ધિ કલ્યાણીનાં ભોજન-વસ્ત્ર સંબંધી સુખનો જ ખ્યાલ કરી શકતી હતી. કલ્યાણીના હૃદયમાં શી ઊથલપાથલ થઇ રહી હતી તે એ સમજી શકતો નહોતો. જો કલ્યાણી પોતે જ પોતાની ભાવનાઓનું દમન ન કરતી હોય તો બિહારીનું પારિવારિક જીવન નરક સમાન બની જાત.

કલ્યાણીના આવા પ્રકારના જીવનનાં બે વર્ષ વીતી ગયાં. કામપ્રસંગે બિહારીને મુંબઇ જવાનું હતું અને પંદરેક દિવસ ત્યાં રોકાવું પડે તેમ હતું. કલ્યાણીએ મુંબઇ જોયું નહોતું એટલે તે ત્હેને પણ સાથે લેતો ગયો.

કલ્યાણી મુંબઈમાં પોતાના ખંડમાં બેઠી હતી એવામાં બિહારી અંદર આવ્યો.

"મ્હારો બાલ્યકાળનો એક મિત્ર આજે સાંજના આપણે ત્યાં જમવા આવવાનો છે, કલ્યાણી !" ત્હેણે કહ્યું.

"તો ત્હમે કહો તે રસોઇ કરું."

"તે નાટકમાં કામ કરે છે, એટલે તો સારું સારું ખાતો હશે."

"તો સારું બનાવીશું." કલ્યાણીએ બહુ જ ધીરેથી કહ્યું. જાણે 'નાટક' શબ્દ સાંભળીને ત્હેના મગજમાં ભૂતકાળની સુપ્ત ઘટનાઓ જાગ્રત થવાથી ખળભળાટ મચી ગયો હોય તેમ.

સાંજ પડી. કલ્યાણીએ ભોજનની સર્વ સામગ્રી સજ્જ કરી રાખી. બિહારી પોતાના મિત્રને લઇને આવ્યો હતો અને ત્હેને બહારની બેઠકમાં બેસાડયો હતો.

"બધું તૈયાર છે, જોઇ લ્યો. પછી માગવું પડશે તો કષ્ટ લાગશે."

"એમાં કષ્ટ જેવું શું છે ? તું પીરસી જજે."

"હું ?" કલ્યાણીએ વિસ્મયથી પૂછ્યું.

"કેમ નહીં ?"

"પરપુરુષની સામે હું નીકળું ?"

"મુંબઇમાં બધી સ્ત્રીઓ નીકળે છે, જ્યારે ઘેર પહોંચીશું ત્યારે જોયું જશે; અને વળી એ તો મ્હારો બાલસાથી છે. અમે બન્નેએ વર્ષો સુધી સાથે ખાધું-પીધું છે, સાથે ભણ્યાગણ્યા છીએ, પછી ત્હારે શરમાવું ન જોઇએ."

કલ્યાણીને બિહારીના વિચારોમાં આ પરિવર્તન થયું જોઇને આનંદ થયો, પરંતુ ક્ષણભર માટે જ. ત્હેને રહી રહીને કોઇ અનિષ્ટ થવાની આશંકા થવા લાગી. ત્હેના અંતરમાં કોઈ કહી રહ્યું હતું કે 'તું બહાર ન નીકળીશ.' પરંતુ તે બિહારીની અવગણના કરવા માગતી નહોતી, એટલે ત્હેણે ત્હેની વાત કબૂલ રાખી.

કલ્યાણી એક બાજુ ઊભી હતી. બિહારીએ ત્હેને કહ્યું: "આ મ્હારો મિત્ર વસન્તી !"

કલ્યાણી ચમકી ઊઠી. ત્હેને પોતાની દૃષ્ટિ પર વિશ્વાસ ન પડયો. તે જે કાંઇ જોઇ રહી હતી તે શું સાચું હતું ? ત્હેની સામે વસન્તી ઊભો હતો. વસન્તી પણ વિસ્મિત બન્યો હતો. ત્હેને સ્વપ્ને ય ખ્યાલ નહોતો કે કલ્યાણી બિહારીની પત્ની હશે. બિહારીએ આ કશું ન જોયું. જ્યારે ત્હેણે વસન્તી તરફ દૃષ્ટિ ફેરવી ત્યારે તેઓ બન્ને સાવધ થઇ ચૂકયાં હતાં.

ભોજન સમાપ્ત થઈ ગયું અને વસન્તીને જવાનો સમય પણ થવા આવ્યો હતો, પરંતુ કલ્યાણી અને ત્હેની વચ્ચે કશી જ વાત-ચીત ન થઇ. કલ્યાણીએ પોતાના હૃદયની ભાવનાને એટલી દબાવી રાખી હતી કે ત્હેણે વસન્તી તરફ જોયું સરખું પણ નહીં.

"ફરીથી આવજે વસન્તી !" બિહારીએ કહ્યું.

"કયારે ?" વસન્તીએ પૂછ્યું.

"ત્હને કયારે વખત મળશે ?"

વસન્તી થોડીવાર વિચારીને બોલ્યો, "કાલે ત્હમે અમારૂં નાટક જોવા આવો અને પછી આપણે બધાં સાથે આવીને જમીશું."

"ઠીક છે ! ત્હારી કંપની પણ હવે બહારગામ જવાની છે એટલે નાટક જોવાનું ફરી મળ્યું કે ન પણ મળ્યું." બિહારી બોલ્યો અને તેઓ બન્ને બહાર નીકળ્યા.

બિહારી પાછો આવ્યો ત્યારે કલ્યાણીએ કહ્યું: "ત્હમે એમને ફરીથી શા માટે બોલાવ્યા છે ?"

"કેમ ? એ પૂછવાનું શું કારણ ?"

"અમસ્થી પૂછું છું. એમને કહી દેજો કે ફરીથી ન આવે."

"એમ તે બને ? મિત્ર હોય તો ત્હેને બોલાવવો પણ પડે."

"બીજા ગમે તે મિત્રને બોલાવજો, પણ એને નહીં." દીનસ્વરે કલ્યાણીએ કહ્યું.

"પણ શા માટે? શી વાત છે? તું પહેલાં એને ક્યાં ય મળી છે?"

"ના."

"તો પછી?"

"કોણ જાણે શા માટે મ્હને એનો વિચાર આવતાં જ બીક લાગે છે."

"એ બધો ત્હારો ભ્રમ છે. વસન્તીને હું સારી રીતે ઓળખું છું."

"ના, મ્હને એમના વિષે કોઇ શંકા નથી."

"તો પછી શી બાબતમાં શંકા છે."

"તે હું નથી જાણતી."

"મ્હને લાગે છે કે પુરુષોની સંમુખ આવવાની ત્હને ટેવ નથી તેથી એમ થતું હશે."

"પણ મ્હારી એક વાત તો માનશો ને?"

"શી?"

"હું નાટક જોવા નહીં આવું."

"એ તો વસન્તીના ઉપર આધાર રાખે છે. તે કબૂલ કરે તો બની શકે."

કલ્યાણી ચૂપ રહી, પરંતુ મનમાં ને મનમાં બળી જતી હતી. ત્હેણે વસન્તીને ભૂલવાનો પ્રયત્ન કર્યો હતો, અને એ જ સામે આવીને ઊભો રહ્યો–પહેલાં કરતાં યે અધિક સુંદર, અધિક આકર્ષક, અધિક મોહક સ્વરૂપે. કર્તવ્ય અને વાસના વચ્ચે જે સમાધાની થઇ હતી ત્હેનો અન્ત આવી ગયો. બન્નેએ ત્હેના હૃદયને રણાંગણ બનાવી ફરીથી સંગ્રામ છેડયો હતો. તે ભયભીત જેવી દેખાતી હતી. જો તે વસન્તીને મળશે, ત્હેની સાથે વાતો કરશે, ત્હેને અભિનય કરતાં જોશે, ગાતાં સાંભળશે તો તે પોતાના કર્તવ્ય પર દૃઢ રહી શકશે ખરી? વાસનાનો પ્રવાહ શું ત્હેને પુનઃ વસન્તી પ્રત્યે ખેંચી નહીં લઇ જાય!

બિહારી અને કલ્યાણી બન્ને નાટક જોવા ગયાં. સામે એક સોફા પર બન્ને બેઠાં હતાં. કલ્યાણીના જીવને આજ ઠીક નહોતું. અંતરથી તે ઉદ્વિગ્ન હતી અને બહારથી ઉદાસ. રંગભૂમિ પર વસન્તી આવ્યો. ત્યાં તે કાંઇ ઔર જ દેખાતો હતો—ઉન્મત્તકારી, નશાબાજ. કલ્યાણીએ આંખો મીંચી દીધી. ત્હેના જાદુ આગળ તે સ્થિર રહી શકતી નહોતી. એકવાર ત્હેની હૃદયતંત્રીના તાર ઝણઝણી ઊઠયા, પરંતુ આંખો બંધ કરી દેવાથી શું? વસન્તીની આકૃતિ કાંઇ બહારનો વ્યાપાર નહોતો, એ ત્હેના અન્તસ્તલમાં સમાયેલી હતી. આંખોએ અંદરથી જ વસન્તીને ન્યાળ્યો. કલ્યાણીની વેદનાનો પાર ન રહ્યો. હૃદય દર્દથી પીડાવા લાગ્યું, એટલામાં જ ત્હેણે સાંભળ્યું: વસન્તી ગાતો હતો.

"આવો, આવો, હે કલ્યાણી!"

આ તે જ નાટકનું ગીત હતું જે તેમણે બન્નેએ તે રાત્રિએ પેલા ઝરણાંના કિનારે ગાયું હતું, પરંતુ આજે એ ગીતમાં નવીન માધુર્ય હતું, નવી મોહિની હતી. એના મગજમાં એ સર્વ ભૂતકાળની ઘટનાઓનાં ચિત્ર દોરાવા લાગ્યાં. ત્હેને માટે એ અસહ્ય હતું.

"ઘેર ચાલો!" ત્હેણે બિહારીને કહ્યું.

"કેમ?"

"મ્હારા જીવને ઠીક નથી. જલદી ચાલો, નહીં તો હું મૂર્ચ્છિત બની જઇશ."

તે ઝાઝું ન બોલી શકી. ત્હેની આંખો મીંચાવા લાગી. બિહારીએ ત્હેને ઝાલી લીધી, નહીં તો તે પડી ગઈ હોત.

૭

કલ્યાણીને લઇને બિહારી ઘેર આવ્યો. ત્હેના હોશ ઊડી ગયા હતા. એ રહસ્યનો ખ્યાલ ત્હેને આવતો નહોતો. કલ્યાણી ચેતન-વિહોણી પલંગ પર પડી હતી. વસન્તીનો પાર્ટ પૂરો થઇ ગયો

હતો એટલે તે પણ ત્યાં આવી પહોંચ્યો. આવતાં જ ત્હેણે બિહારીને કહ્યું, "તું ડોક્ટરને બોલાવી આવ, હું એની સંભાળ રાખીશ."

બિહારી ચાલ્યો ગયો. કલ્યાણીનો હાથ પકડી વસન્તી બોલ્યો: "કલ્યાણી!"

કદાચિત કલ્યાણીના કાન વસન્તીના શબ્દની પ્રતીક્ષા જ કરી રહ્યા હતા. કલ્યાણીએ પોતાની આંખો, વસન્તીના શબ્દ સાંભળતાં જ, કોઈ ઘંટડી વાગતાં પોતાના મકાનનાં બારણાં ખોલે, તેવી રીતે ઉઘાડી.

"કલ્યાણી!" વસન્તીએ ત્હેનાં અર્ધઊઘડયાં નેત્રો તરફ જોઈને કહ્યું.

"કોણ! વસન્તી?"

"હા!"

"ત્હમે અહીં શા માટે આવ્યા? ત્હમે અહીંથી ચાલ્યા જાઓ—હમણાં ને હમણાં."

"તું મ્હારી એટલી બધી ઘૃણા શા માટે કરે છે, કલ્યાણી?"

"ઘૃણા નહીં, ભય!"

"મ્હારાથી ભય શા માટે?"

"ઓહ! ત્હમે નથી સમજી શકતા! મ્હારા હૃદયનો દુર્ગ નથી સુરક્ષિત કે નથી દૃઢ; ત્હમે ચોર છો, કોણ જાણે કઈ બાજુએથી ત્હમે અંદર ઘૂસી જાઓ. અંદરનો બધો ભેદ ત્હમે જાણો છો એટલે કોણ જાણે શી યે વસ્તુ ચોરી જાઓ! ઓહ વસન્તી! ત્હમે શા માટે ફરીથી મ્હારી દૃષ્ટિ સમીપ આવ્યા? હું ત્હમને વિસારી ચૂકી હતી, અને જેમ તેમ જીવન વિતાવી રહી હતી. ત્હમે મ્હારી એ શાંતિનો ભંગ શા માટે કર્યો? હવે...હવે...શું થશે?"

તે રુદન કરવા લાગી.

"જ્યારથી મ્હને ત્હારો પત્ર મળ્યો હતો કલ્યાણી, ત્યારથી મ્હેં ત્હને મળવાનો પ્રયત્ન સરખો યે નહોતો કર્યો. આપણું આ

મિલન સંયોગવશ થયું છે. કદાચ દૈવનો એમાં હાથ હોય!" વસન્તી બોલ્યો.

"દૈવનો હાથ! ઉફ્, કેટલો ભયંકર હાથ છે! ક્યાંથી ખેંચીને ક્યાં ઘસડી લાવ્યો, અને હવે કોણ જાણે ક્યાં યે લઇ જશે!"

"તું પ્રસન્ન નથી?"

"શા માટે નહીં? હું પ્રસન્ન છું, ખૂબ પ્રસન્ન છું. મ્હારી પાસે શું નથી? ઘર-બાર, ધન-વસ્ત્ર, પતિ સર્વ કાંઈ છે."

"પરંતુ......"

"શું?"

"સર્વ હોવા છતાં કાંઈ પણ નથી. તું છૂપાવી રહી છે, કલ્યાણી! તું સુખી નથી."

"હતી, બહુ જ સુખી, આજ દિન સુધી, પરંતુ આજ...? આજે તેમ નથી."

"આજ પણ તું સુખી થઈ શકે છે."

"હવે? હમણાં?"

"શા માટે નહીં?"

"નહીં!"

"કાં નહીં? જે પેલા ઝરણાંને કિનારે બની શક્યું હતું તે આજેય શક્ય છે: હું અને તું બન્નેય હતાં તેનાં તે જ છીએ."

"એ જ ત્હમે નથી જાણતા. હું હવે પ્રથમની કલ્યાણી નથી. એ કલ્યાણીને તો મ્હેં ક્યારની યે મારી નાખી છે."

"મ્હારે ખાતર, મ્હારે માટે, એ કલ્યાણી પુનઃ જીવિત બની શકે છે!"

"નહીં, નહીં. મ્હારા તરફ ન જુઓ! ચાલ્યા જાઓ! એ સ્મૃતિઓને જાગ્રત ન કરો!"

વસન્તીએ ત્યાંથી ઊઠવા માંડયું. કલ્યાણીને લાગ્યું કે તે ચાલ્યો જશે. તે તકિયામાં મુખ છુપાવીને રડવા લાગી. વસન્તીએ ચાલવા માંડયું, અને તે દ્વાર સુધી પહોંચ્યો ન પહોંચ્યો ત્યાં તો કલ્યાણી બોલી ઊઠી: " ન જાઓ વસન્તી ! પાછા આવો ! "

વસન્તી આવીને ત્હેની પાસે ઊભો રહ્યો.

" ત્હમે શા માટે ચાલ્યા જાઓ છો ? " ત્હેણે પૂછ્યું.

" તું એવું ઇચ્છે છે માટે ! "

" હંમેશને માટે ફરીથી ચાલ્યા જશો ? "

" કંપની કાલે બહારગામ જવાની છે: એટલે ફરીથી કદાચ આપણી મુલાકાત ન પણ થાય, આજનું મિલન કદાચ છેવટનું જ બનશે." કલ્યાણી ચૂપ રહી. વસન્તી ત્હેના તરફ જોઇ જ રહ્યો.

" એક દિવસ એવો યે હતો કે જ્યારે ત્હમે 'આવો, આવો હે કલ્યાણી !' એવું ગાતા હતા. પણ આજ ? " તે બોલી.

" આજે પણ એ જ વાત છે. એ ગીત મ્હેં ન ગાયું હોય એવો એક પણ દિવસ વીત્યો નથી; પરંતુ એના ઉત્તરમાં 'જુઓ, હાજર છે કલ્યાણી !' એમ કહેવાને કોઇ જ નથી. "

" અને કદાચ હોય તો ? "

" કલ્યાણી ! " વસન્તીએ ઉત્તેજિત થઇને કહ્યું.

" જવાબ આપો ! "

" સાચે જ તું પૂછે છે ? "

" હા. "

" આ જીવન ત્હારે માટે નથી. આવીશ ? "

" હા, જ્યાં લઇ જશો ત્યાં, વસન્તી, પ્રિયતમ ! "

## ૮

કલ્યાણીને નાટયસમિતિમાં નટીનો પાર્ટ મળ્યો હતો. ત્હેને કરુણ અભિનય સોંપવામાં આવતો હતો અને તે તે સંપૂર્ણ સફળ-

તાપૂર્વક પાર પાડતી. ત્હેનાં ગીત પણ કરુણાભર્યાં રહેતાં. ત્હેની આકાંક્ષા પૂર્ણ થઇ હતી. તે નટી હતી—એક સફળ નટી. તે ગાતી હતી, સેંકડો પ્રેક્ષકોની સંમુખ, અને ત્હેનું એ સંગીત જનતાના હૃદયને સ્પર્શતું હતું. તે સાધારણ ગાયિકા નહોતી. આ બધાંથી તે પ્રસન્ન હતી, પરંતુ સર્વથી વધારે પ્રસન્ન તે વસન્તી સાથે હતો તેથી થતી. તે કોઇ કોઇ વાર બિહારીના સંબંધમાં વિચાર કરતી અને ત્યારે ત્હેને થોડું દુઃખ થતું. આ પ્રમાણે ત્હેનું ચાલી નીકળવું શું ન્યાયયુક્ત હતું? માનુષિક હતું? ત્હેણે શું બિહારી સાથે દગો નહોતો કર્યો? ગમે તે હોય, પરંતુ પોતાના ભાગ્યનિર્માણનો અધિકાર ત્હેને પોતાને હતો એટલું તે સમજવા લાગી હતી. જ્યારે બિહારી ત્હેની ભાવનાઓનો વિચાર સરખો યે નહોતો કરતો ત્યારે તે ત્હેનો વિચાર શા માટે કરે? આવા આવા વિચારોએ બિહારીને ત્હેણે પડદા પાછળ રાખ્યો હતો. ત્હેને તે ભૂલી ગઈ હતી. ત્હેની સંમુખ એક માત્ર વસન્તી હતો, વસન્તીની સાથે તે સુખી હતી, તેઓ બન્ને પ્રેમીઓની માફક રહેતાં હતાં, પરંતુ ત્હેમને રહેવાના પ્રકારો સાથે કોઈ જાતનો સંબંધ નહોતો. કલ્યાણી તો વસન્તીની પાછળ—ત્હેની ખાતર જીવી રહી હતી. તે ત્હેને કોઇ પણ સ્વરૂપે સ્વીકારવાને તૈયાર હતી. જ્યાં સુધી તે ત્હેનો હતો ત્યાં સુધી ત્હેને કોઈ પણ જાતની ચિંતા નહોતી. તેઓ એકબીજાને સારી રીતે સમજતાં હતાં, બન્ને કલાકો સુધી સંગીતની ચર્ચા કરતાં, ત્હેનો અભ્યાસ કરતાં. કોઈ કોઇ વાર પાસેની નદીમાં, ચાંદની રાતે એકાદ નૌકામાં નીકળતાં, કદી હસતા ચન્દ્ર તરફ ન્યાળતાં અને ખિલખિલાટ હસી પડતાં, કદીક મલકાતા તારાઓને જોતાં અને ત્હેમના એ મલકાટ સાથે પરસ્પરના મલકાટની તુલના કરતાં. આવી રીતે કોઈ વાર પ્રકૃતિની ગોદમાં, કોઈ વાર પ્રકૃતિથી પર, તેઓ પોતાનાં ખેલ ખેલતાં અને હસતાં હસતાં દિવસ વિતાવતાં હતાં. પરંતુ આ હાસ્ય ઝાઝો વખત સ્થિર ન રહ્યું. ગુલાબના ફૂલમાં કાંટા હોય છે, કોઇમાં નાના તો કોઇમાં મોટા. કલ્યાણીને રડવાના દિવસ આવ્યા.

કંપની તે દિવસોમાં કરાંચી હતી. ત્યાં મેનેજરે એક નવીન નટીને કંપનીમાં દાખલ કરી. અત્યાર સુધી હાસ્યરસની નાયિકાનો અભિનય બીજી નટી કરતી હતી, હવે નવીન નટી અનવરીને એ ભૂમિકા મળી. અનવરી સુંદરી રમણી હતી. કલ્યાણી સુંદરી હતી પણ અનવરી કરતાં કાંઇક ઓછી. એનો સ્વર પણ કલ્યાણીના સ્વર કરતાં વધુ મધુર હતો.

પહેલવહેલાં અનવરીએ વસન્તીની સાથે રિહર્સલ કર્યું. તે સ્તંભિત બની ગયો. જ્યારે પ્રેમનું દૃશ્ય આવતું ત્યારે અનવરી સાચે જ તે વસન્તીને પ્રેમ કરતી હોય એવો અભિનય કરતી. એની મતવાલી આંખોમાં એવું જાદુ ભર્યું હતું કે વસન્તી ત્હેના તરફ આકર્ષાયા વિના ન રહી શકયો. કલ્યાણીએ એ જોયું.

"વસન્તી! સાવધાન રહેજે." તે બોલી.

"કોનાથી?"

"જેના આકર્ષણે તું ખેંચાઇ રહ્યો છે ત્હેનાથી."

"કલ્યાણીથી?"

"મ્હને ન બનાવ."

"તો તું જ કહે, કોનાથી?"

"અનવરીથી."

"અનવરી? એના સંબંધમાં તું કાંઇ જ ન કહીશ, કલ્યાણી! અમે નાટકી જીવ છીએ. અમારા સંસારમાં બધું યે ક્ષમ્ય છે! પરંતુ કલ્યાણીનું પદ કોઇ છીનવી શકે તેમ નથી." ત્હેણે હસીને કહ્યું.

કલ્યાણી તે વખતે કાંઇ પણ ન બોલી, પરંતુ ત્હેને સંતોષ ન થયો. અત્યારે ત્હેને જીવનમાં કદી યે ન લાગ્યો હોય તેટલો ભય લાગતો હતો. આટલી બધી ઘટનાઓ પછી ત્હેણે વસન્તીને મેળવ્યો હતો. અત્યારે, જ્યારે તે જ ત્હેનો એક માત્ર આધાર હતો ત્હેને કોઈ બીજી સ્ત્રી છીનવી જશે! ત્હેણે લડવાનો નિશ્ચય કરી લીધો.

તે વસન્તીને હરેક પ્રકારે પોતા તરફ આકર્ષિત રાખવાનો પ્રયત્ન કરતી અને હરેક રીતે ત્હેની ચિંતા રાખતી; છતાં યે તે વસન્તીમાં થતા પરિવર્તનને રોકી શકી નહીં. તે જેટલો ત્હેને પોતાના તરફ આકર્ષવાનો પ્રયત્ન કરતી હતી. તેટલો જ તે અનવરી તરફ હજી યે ખેંચાતો જતો હતો. ધીમે ધીમે ત્હેણે કલ્યાણી સાથે જમવાનું પણ મૂકી દીધું હતું.

તે દિવસે એ ખૂબ રડી હતી. એક અઠવાડિયાથી વસન્તી ત્હેની પાસે આવ્યો નહોતો. તે દિવસે રજા હતી ત્યારે વસન્તી નજરે પડયો.

"આજે સાંજે બે કલાક તો મ્હને આપો!" તે બોલી.

"શું કરીશ તું?"

"ક્યાંક ફરવાને જઈશું. સાથે ફર્યે બહુ દિવસ વીત્યા, આજે આપણે જઈએ. કદાચ ફરીથી—"

"કાલે જોયું જશે, કલ્યાણી! આજે મ્હારે મેનેજર પાસે બહુ જરૂરી કામ છે."

કલ્યાણી એકલી ઘણી વાર સુધી બેસી રહી. ત્હેના દિલને શાંતિ ન મળી એટલે તે સિનેમા જોવા ચાલી. બહાર ટિકિટ લેવા ગઈ. ત્હેણે વસન્તીને અનવરી સાથે જોયો. કલ્યાણીને જોઈને વસન્તી ત્હેનાથી દૂર જવા લાગ્યો, પરંતુ કલ્યાણીએ ત્હેની પાસે જઈને કહ્યું, "આ મેનેજરની સાથે ખાસ કામ હતું કે?"

"પહેલાં એક ખુશખબર સાંભળી લે."

"ખુશખબર?"

"હા, કાલે અનવરી સાથે મ્હારે લગ્ન થવાનું છે."

કલ્યાણીએ સિનેમા ન જોયો. તે રડતી, પાગલની માફક ઘેર પાછી આવી. જેવી રીતે તે બિહારીનો ત્યાગ કરીને આવી હતી તેમ વસન્તીએ આજે ત્હેનો ત્યાગ કર્યો.

તે રાત્રે દુ:ખાન્ત નાટક ભજવાતું હતું અને તેમાં અંતે કલ્યાણી મરવાનો અભિનય કરતી હતી. તે રાત્રિએ અનવરી અને વસન્તીનું લગ્ન થયું હતું. વીખરાયેલા વાળ હતા, સાધારણ વસ્ત્ર પહેર્યાં હતાં અને આંખો રડતાં રડતાં લાલઘૂમ બની હતી. આવા વેષે કલ્યાણી પહેલા પ્રવેશમાં સ્ટેજ પર આવી હતી. આજે હેનો અભિનય બરાબર નહોતો. અચાનક હેની નજર સામે બેઠેલા બિહારી પર પડી. હેની આંખમાંથી આંસુ વહી રહ્યાં હતાં. કલ્યાણી દિલ સખ્ત કરી સ્ટેજ પરથી અંદર ગઈ. મેનેજરે હેને કહ્યું : "જરા જીવ પૂર કલ્યાણી! ખેલમાં જીવન રેડ! આજે હને શું થયું છે? અભિનયને સ્વાભાવિક બનાવ,"

"એવો સ્વાભાવિક બનાવીશ કે તેમાં કૃત્રિમતાનું નામનિશાન પણ ન હોય!" તે શુષ્ક હાસ્ય હસીને બોલી.

ખેલ પૂરો થવાની તૈયારીમાં હતો. કલ્યાણીએ અજબ અભિનય કર્યો. છેવટના દૃશ્યમાં હેણે મૃત્યુનું દૃશ્ય બનાવ્યું. છૂરી હૃદયમાં ભોંકવી, લોહીની ધારા વહેવી, એનું "આહ!" કહીને પૃથ્વી પર પડવું—એ બધું એટલું સ્વાભાવિક હતું કે પ્રેક્ષકો દંગ બની ગયા—અને પડદો પડયો.

"વન્સ મોર" માટે પ્રેક્ષકોએ તાળીઓ પાડી પણ પડદો ન ઊપડયો. કલ્યાણીના જીવનનો પડદો પણ સદાને માટે પડી ચૂક્યો હતો!



# વેશ્યાનું હૃદય



હું એક પૂજારીનો પુત્ર હતો. મ્હારા પિતા પંજાબના એક નાના નગરના સૌથી મોટા અને પ્રતિષ્ઠિત મન્દિરના પૂજારી હતા. તે મન્દિર એક પ્રકારે અમારા કુટુમ્બની ગાદી બન્યું હતું. પેઢીઓ થયાં અમારા કુટુમ્બમાંથી જ કોઇ ને કોઇ પૂજારી થતું આવ્યું છે. હું મ્હારા પિતાનો એક માત્ર પુત્ર હતો, અને તેથી પિતાજીના મૃત્યુ બાદ પૂજારીની ગાદીનો ઉત્તરાધિકારી હું જ બનું એ સ્વયંસિદ્ધ વાત હતી. આ વંશપરંપરાનો અધિકાર ધાર્મિક વિચારોને કારણે સ્થિર નહોતો, કારણ કે ધર્મપાલનના અધિકાર માટે કેટલાં કુટુમ્બ અથવા તો કેટલી વ્યક્તિ લડવા-ઝઘડવા માટે તૈયાર રહે છે? પણ ત્હેનું મુખ્ય કારણ મન્દિરની આવક અને પૂજારીના પદની પ્રતિષ્ઠાનો લોભ હતો. મન્દિરના નિર્માતાએ એક મોટી જમીન મન્દિરના નામે લખી આપી હતી અને તેથી મન્દિરનો પૂજારી એક સાધારણ પૂજારી નહીં, પણ એક જમીનદાર ગણાતો હતો. આ કારણોને લીધે પિતાજીની મહત્ત્વાકાંક્ષા હતી કે હું ત્હેમનો ઉત્તરાધિકારી બનું. મન્દિર પ્રત્યે મ્હારું વલણ નહોતું. હું એવા વ્યવસાય માટે નથી જન્મ્યો એવી મ્હારી માન્યતા હતી. પરંતુ હું મ્હારા પિતાનો પુત્ર હતો, એટલે પૂજારી બન્યા સિવાય ચાલે તેમ નહોતું.

મ્હારા શિક્ષણુને માટે પિતાજીએ યોગ્ય વ્યવસ્થા કરી હતી; પરંતુ તે કેવળ ધાર્મિક શિક્ષણુને માટે. બચપણુથી જ મ્હને પૂજાના મંત્ર અને પ્રાર્થનાના શ્લોક ગોખાવવામાં આવ્યા હતા. હું એ બધાના અર્થ સમજતો નહીં, પરંતુ તે જાણુવાની જરૂર પણુ નહોતી. પિતાજી કહેતા કે: 'આ મંત્રો ત્હારે માટે નથી; પ્રભુને–પરમાત્માને માટે છે; અને તે સંસ્કૃત જાણે છે. તું સમજે કે ભલે ન સમજે.'

મ્હારા પિતાના જેવો હું પણુ એક પૂજારી બનત. પરંતુ એક ઘટનાએ એ ક્રમમાં પરિવર્ત્તન કરી મૂક્યું. મ્હારા પિતાના એક મિત્ર લાહોરના સંસ્કૃત વિદ્યાલયમાં અધ્યાપક હતા. તેઓ નોકરી છોડીને અમારા ગામમાં આવીને રહેવા લાગ્યા. ત્હેમની નજર મ્હારા પર પડી. મ્હારા મુખે સંસ્કૃત શ્લોકના ઉચ્ચાર સાંભળીને ત્હેમણે પિતાજીને કહ્યું કે કેશવને ત્હમે સંસ્કૃત શા માટે ભણાવતા નથી?

"તે ભણ્યો છે એટલું બસ છે."

"બસ છે? પરંતુ એ ભણ્યો જ શું છે?"

"પૂજાના મંત્ર."

"એ સંસ્કૃત નથી. શ્લોકો ગોખી લેવા અને ત્હેનું અશુદ્ધ ઉચ્ચારણુ કરવું એ એક પૂજારીને માટે શોભાસ્પદ નથી."

"પૂજારીનું કામ પૂજા કરવાનું છે, નહીં કે સંસ્કૃતના શુદ્ધ ઉચ્ચાર કરવાનું."

પિતાજીની સાથે માથાફોડ કરવી એ સરલ વસ્તુ નહોતી; પરંતુ પંડિતજીએ ગમે તેવી રીતે સમજાવીને ત્હેમને મ્હારા શિક્ષણુને માટે હા ભણાવી; અને એમ નક્કી કરવામાં આવ્યું કે હું પંડિતજી પાસેથી સંસ્કૃત ભણું અને બધા પુસ્તકો પૂરાં કરીને છ માસ માટે લાહોર જઇને રહું.

૨

લાહોરમાં હું એક નાનકડા મકાનમાં એક ઓરડી રાખીને રહેવા લાગ્યો. એ ઓરડીમાં અમે બે જણુ રહેતા હતા, એક હું

અને બીજો વિદ્યાલયનો એક વિદ્યાર્થી. મકાનમાં દસ ઓરડા હતા, અને પાછળ એક નાનકડો બાગ હતો. એક અઠવાડીયા સુધી બન્નેનો પરિચય કોઈ પણ પડોશીઓ સાથે ન થયો. મોટા શહેરમાં એવું જ બને છે. પોતાના કામ સાથે કામ, બીજાંની ચિન્તા લોકો બહુ ઓછી કરે છે. અને તેમાં યે વળી અમે તો નવાસવા આવીને રહેનારા.

કેટલાક દિવસ વીત્યા બાદ એક દિવસ મનોહરે કહ્યું; “ કેશવ ! બાજુના ઓરડામાં કોણ રહે છે એ તું જાણે છે ?

“ ના. ” મ્હેં ઉત્તર આપ્યો.

“ કોઈ વાર જોયું છે ? ”

“ ના. ”

“ તું તો ગમાર જ રહ્યો. લાહોરમાં રહે છે અને આંખો બંધ રાખીને ફરે છે. ”

“ મ્હારે પૂજારી બનવું છે. પૂજારીએ તો આંખો બંધ કરીને જ રહેવું યોગ્ય છે. ”

“ આવ, એક વાર જો તો ખરો, પછી આંખો બંધ કરી લેજે; ચાહે તો સદાને માટે. ”

“ એવી તે શી વાત છે ? શું કોઈ સ્ત્રી છે ? ”

“ સ્ત્રી નથી, છોકરી છે. ”

“ વિચિત્ર ! ”

“ અને તે એકલી જ છે. ”

“ ત્યારે તો હું નહીં જાઉં. ”

“ શા માટે ? ”

“ તું એ જાણે છે, મનોહર ! ”

મનોહર કાંઈ બોલ્યો નહીં.

અમે બન્ને શાન્ત હતા. થોડી વાર પછી મનોહર પોતાની મેળે જ બબડયો. “ ધર્મ, ધર્મ, જ્યાં જુઓ ત્યાં ધર્મ ! ખાવામાં પીવામાં,

ચાલવામાં, બેસવામાં, ધર્મ જ ધર્મ ! સંસ્કૃત શું ભણ્યો ? આફત કરી. ન કાંઈ જુએ, ન કાંઇ કહે ન કાંઇ સાંભળે. " તે બેસી ગયો. પછી ઊઠીને મ્હારી પાસે આવ્યો અને બોલ્યો, " શું સંસ્કૃત ભણવાનો અર્થ સંસારથી વિરકત રહેવું એ છે? "

" ના, " મેં કહ્યું.

" તો પછી ?"

" મ્હારું પદ ? "

" પૂજારી ? "

" હા ? "

" કેટલા પૂજારી એવું જીવન વિતાવી રહ્યા છે ? કેટલાં મન્દિરોમાં કેવળ ધર્મનું જ રાજ્ય છે ? એ કેવળ ફરેબ છે. "

થોડી વાર તે ફરી શાન્ત રહ્યો. પછી ઊઠયો અને પાછળનું દ્વાર ઉઘાડી તે બોલ્યો, " આ રહી તે. "

મ્હેં પાછા વળીને જોયું તો એક નવયુવતી રેશમી સાડી પહેરીને બાગમાં ઊભી હતી. ત્હેના જેટલી સુંદર બાલિકા મ્હેં કદી યે જોઈ નહોતી. મારા ગામમાં તો સ્ત્રીઓનાં દર્શન થવાનું કઠિન હતું. મનોહરને કહેલા શબ્દો હું વીસરી ગયો હતો. ધીમે ધીમે હું બારણા સુધી જઇ પહોંચ્યો. મનોહરે મ્હારા તરફ જોઈ હસીને કહ્યું, " અહીં શા માટે આવ્યા પૂજારીજી ! "

' કાંઇ નહીં. જરા સ્વચ્છ વાયુ લેવા માટે આવ્યો હતો. ' મ્હેં કહ્યું.

" લ્યો ત્યારે. હવે સ્વચ્છ વાયુ તો ચાલ્યો ગયો. " મનોહરે કહ્યું. કારણ કે તે સુંદરી બગીચામાંથી પોતાના ઓરડા તરફ ચાલી ગઇ હતી.

" એ સ્વચ્છ વાયુને ને મ્હારે કશો સંબંધ નહોતો. " મ્હેં ત્હેનો ભાવ સમજતાં કહ્યું.

"જાણું છું. મ્હને સમજાવીશ નહીં." ત્હેણે વ્યંગપૂર્વક કહ્યું.

થોડી વાર ફરી પાછા અમે મૌન રહ્યા. હું તે સુંદરીના સંબંધમાં વિચાર કરી રહ્યો હતો. મ્હેં વાંચ્યું હતું અને સાંભળ્યું પણ હતું કે પરાઇ સ્ત્રીનો વિચાર કરવો એ પાપ છે અને હું પોતે પણ મ્હારા મિત્રોને એમ જ કહેતો. મનોહરને પણ મ્હેં તેમ જ કહ્યું હતું. પરંતુ કહેવું જેટલું સરળ છે તેટલું આચરવું સહેલું નથી. હું ત્હેના સંબંધમાં મનોહરને પૂછ્યા વિના રહી શક્યો નહીં.

"એ કોણ છે મનોહર?"

"સ્વચ્છ વાયુ!" મનોહરે મ્હારા તરફ જોઇ રહી હસતાં હસતાં ઉત્તર આપ્યો.

"મશ્કરી ન કર. હું ગંભીરતાપૂર્વક પૂછું છું."

"એ પૂછવાની ધૂન ક્યાંથી લાગી ગઈ? શું ત્હેની પૂજા કરવી છે?"

"શું એક પડોશીના સંબંધમાં પૂછવું એ પણ પાપ છે?"

"હા. જો તે પડોશી એકાદ સુંદર સ્ત્રી હોય તો."

"સુંદરતા પાપનું ચિહ્ન નથી, તેમ એક સ્ત્રી પણ પાપનું ચિહ્ન નથી."

"પરંતુ તે છે."

"શું?" મ્હેં આશ્ચર્યપૂર્વક પૂછ્યું.

"મ્હેં કહ્યું કે એ છે." મનોહરે થોડી વાર અટકીને કહ્યું.

'એટલે?'

"તે એક વેશ્યા છે."

"વેશ્યા! તું કાંઇ પાગલ બન્યો છે કે શું!" હું મોટેથી બોલી ઊઠ્યો. ત્હેના મુખ ઉપરથી કોઇ કહી શકે તેમ નહોતું કે તે એક વેશ્યા હતી.

"ત્હેં કોઇ વેશ્યાને જોઇ છે.?" ત્હેણે પૂછ્યું.

"ના."

"તો પછી આશ્ચર્ય શાનો પામે છે?"

"તે એક વેશ્યા છે એ તું ક્યાંથી જાણે?"

"એ ચાર દિવસ બધું જોવાનો શ્રમ ઉઠાવીશ તો ત્હને પણ ખબર પડશે."

"વેશ્યા!" એક નિઃશ્વાસ નાખીને હું મનમાં જ બોલી ઉઠ્યો, એક વસ્તુ પ્રાપ્ત કરીને મ્હેં ગુમાવી દીધી હોય તેમ.

"ગમે તેમ હો, પણ છે તો એક અપૂર્વ સુંદરી."

"એ સંબંધમાં કાંઈ વિશેષ ન બોલ."

"કેમ ઘૃણા આવી ગઈ?"

"હા."

"તે વેશ્યા છે માટે?"

"જે કલંકની કાલિમા મસ્તકે લગાવી ફર્યા કરે છે, જે પોતાના સૌન્દર્યનો નશો પાઈને નિરપરાધ નવયુવકોને નષ્ટ કરી રહી છે. ત્હેનું નામ સરખું યે લેવું તે મહા પાપ છે. આ મકાનમાં રહેવાની ત્હેને કઈ રીતે રજા મળી એ સમજાતું નથી." મ્હેં ઉત્તેજિત થઈને કહ્યું.

"કદાચ તું ભૂલ કરતો હોય, કેશવ! કોણ કહી શકશે કે એ કલંકકાલિમા—એ અપવિત્ર જીવનની પાછળ કોઈ દુઃખદ કહાણી, એક ઉજ્જવળ હૃદય અને એક દલિત આત્મા નહીં છુપાયાં હોય?"

"દલિત આત્મા! ઉજ્જવળ હૃદય! કલંકકાલિમાની પાછળ? એ અસંભવિત છે. ત્યાં નથી આત્મા કે નથી હૃદય!"

"એ ત્હારું કહેવું અસત્ય છે. પ્રત્યેક પૂજારી, ઉપાસક અને ઉચ્ચવર્ણ પુરુષના જીવનની પાછળ પાવન હૃદય અને ગૌરવાન્વિત આત્મા રહેલો છે એમ કહેવું જેટલું ભૂલભરેલું છે તેટલું આ પણ છે. પરિસ્થિતિની વિચિત્રતા કોઈથી સમજી શકાતી નથી. તે કોઈના પણ જીવનને રહસ્યમય—બહાર તેમ જ અંદરથી ભિન્ન પ્રકારે—બનાવી

શો છે. આપણે હંમેશાં જોઇએ છીએ તેમ જ સાંભળીએ છીએ કે કેટલાયે પ્રતિષ્ઠિત પુરુષો પતનને છેલ્લે પગથારે જઇને બેઠા હોય છે. આપણે ત્હેમની આટલી હદ સુધી ધૃણા કરતા નથી. ત્હેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવીએ છીએ. ત્હેમને મદદ કરીએ છીએ. કેવળ એટલા માટે કે તેઓ પતનના પંથે પહોંચ્યા હોવા છતાં યે શક્તિશાળી છે. કોઇની પાસે બળ, કોઇની પાસે ધન અને કોઈની પાસે પ્રતિષ્ઠા છે. પરંતુ જ્યારે આપણે આ શક્તિહીન વ્યક્તિઓના પતન તરફ દૃષ્ટિ ફેંકીએ છીએ ત્યારે આપણું મુખ રક્તવર્ણું બની જાય છે. વાયુયાનમાં બેઠેલો એકાદ ધનિક, કીચડમાં નીચે ચાલતા જીર્ણકાય નિર્ધન તરફ જેવી દૃષ્ટિએ જુએ છે તેવી દૃષ્ટિએ આપણે ત્હેમને જોઇએ છીએ: ઉપેક્ષાથી, ધૃણાથી, સંદેહથી. શું આપણે કદાપિ ત્હેમના એ પતનની પાછળનાં દૃશ્યો જોઇએ છીએ? કદાપિ એ સમજવાનો પ્રયત્ન સરખો યે કરીએ છીએ? નહીં જ. એ અન્યાય છે, કેશવ, આ મનમાન્યા ધર્મનો, મનમાંની રચાયલી રૂઢિઓનો અને આ અહંભર્યા સમાજનો. હું ત્હેમની ધૃણા કરવા નથી માગતો: અભ્યાસ કરવા માગું છું. હું સંસ્કૃતનાં મૃત પુસ્તકો કરતાં ત્હેમનાં આ જીવિત પુસ્તકોનો પાઠ અધિક લાભદાયક માનું છું. હું એ ચરિત્રોનો સમજવા માગું છું, ધૃણા નહીં પણ સ્નેહ અને સહાનુભૂતિથી. હું ત્હેમને એ બતાવવા માગું છું કે કેટલીક એવી વ્યક્તિઓ પણ છે, જે ત્હેમને હજી યે મનુષ્ય સમજે છે, નહીં કે નરકમાં ખરડાયેલો કીડો કે ભોગવિલાસની સામગ્રી."

તે જોરથી સાથે આ બધું કહી ગયો. મનોહરના હૃદયમાં આવા કરુણ વિચારો ભર્યા હશે એવું મ્હેં સ્વપ્ને ય ધાર્યું નહોતું. શું તે સાચું કહી રહ્યો હતો? એ પ્રશ્નના ઉત્તરમાં મ્હારો આત્મા હા કહી રહ્યો હતો. મ્હેં મનોહરનો હાથ પકડીને કહ્યું, "કદાચ તું સાચું કહેતો હોઇશ, મનોહર, પણ તું એવું શા માટે કરતો નથી?"

"મ્હારામાં એટલું બળ નથી, કેશવ! હું ત્હેમની સામે ઊભો રહી શકતો નથી. ત્હેમનાં નેત્રોની જ્વાલા મ્હને ક્યાંયની ક્યાંય ઘસડી લઈ જશે. પણ તું એમ કરી શકે છે. ત્હને બચપણથી જ ધાર્મિક શિક્ષણ મળ્યું છે. ત્હારું મન એટલું દૃઢ બનેલું છે કે તું લેશ માત્ર વિચલિત થયા વિના તેમ કરી શકે."

"શું હું તેમ કરી શકીશ?"

૩

અમારા મકાનની પાસેની સડકને બીજે છેડે એક મન્દિર હતું. મન્દિરમાં પૂજાને માટે ઉચ્ચ કુળનાં સ્ત્રીપુરુષો આવ્યા કરતાં. એક દિવસ બપોરના વખતે કોઇ તહેવારને અંગે ખાસ વિશેષ પૂજા હતી. સુંદર અને બહુમૂલ્ય વસ્ત્ર પરિધાન કરીને લોકો મન્દિરે આવ્યા હતાઃ જાણે કોઇ મોટો મેળો ભરાયો હોય તેમ. હું મ્હારા પોતાના મન્દિરમાં પણ આવાં પ્રદર્શન જોતો હતો, પરંતુ તે અહીંના આ પ્રદર્શન આગળ કાંઈ જ વિસાતમાં નહીં. પૂજા પૂરી થઇ. હું અને મનોહર અમારી બારી સામેનું દૃશ્ય જોઇ રહ્યા હતા. હું પૂજા જોવા માગતો હતો, પરંતુ મનોહરના વ્યાખ્યાને મ્હને રોકયો હતો. મનોહરનો પ્રભાવ દિનપ્રતિદિન મ્હારા પર વધુ ને વધુ ગાઢ થતો જતો હતો. મ્હારા હૃદયમાં મન્દિર, પૂજા અને ત્હેની સાથે સંબંધ ધરાવતી સમસ્ત વાતો પ્રત્યે વિદ્રોહની જે ચિનગારીઓ પ્રકટી હતી, તે મનોહરની વાતોથી વધારે પ્રજ્વલિત થતી જતી હતી. તે સંસ્કૃતનો વિદ્યાર્થી હતો, છતાં યે ત્હેના વિચાર અંગ્રેજી ભણેલા ધર્મદ્રોહીઓ જેવા હતા. ત્હેને ધર્મના સિદ્ધાન્તો અને શાસ્ત્રોની મર્યાદાઓથી વાસ્તવિક કુશળ દૃષ્ટિએ ઉકેલ આણતાં સારું આવડતું. તે પાપીને ધિક્કારવા કરતાં, ત્હેના પાપી થવાનું કારણ જાણવા માટે તેમ જ તે જાણીને ત્હેને સહાયતા આપવામાં અધિક પવિત્રતા અને શ્રેય સમજતો હતો. હું ત્હેને પૂછતો કે "તું સંસ્કૃત શા માટે ભણે છે?" ત્હેના ઉત્તરમાં તે કહેતો કે "હું અગ્નિ

પ્રકટાવવા માટે ઇંધન એકત્ર કરું છું." તે સાચું કહેતો હતો. તે જે વાતો શીખતો હતો, ત્હેના જ બળે તે ત્હેનું ખંડન કરતો હતો.

થોડીવાર સુધી મન્દિરમાંથી લોકો બહાર નીકળતા રહ્યા. પાછળથી, જ્યારે સૌ કોઈ ચાલ્યું ગયું ત્યારે કપાળમાં તિલક કરેલું એવા એક ધનિક બ્રાહ્મણે બહાર આવીને ગાડીમાં સ્થાન લીધું. ફાટેલાં મેલાં વસ્ત્રો પહેરેલાં એક નાના બાળકે ગાડીની પાસે આવીને એક પૈસો માગ્યો. પંડિતજીએ ત્હેને પૈસો તો ન આપ્યો પણ ખૂબ ધમકાવ્યો. બાળક ત્યાંથી ખસ્યો નહીં અને હાથ લાંબો કરી ઊભો રહ્યો. ગાડીવાળાને માટે આ અસહ્ય બન્યું. ત્હેણે ગાડી ચલાવી, બાળક ધક્કો લાગતાં પૃથ્વી પર પટકાઈ પડયો. પંડિતજીએ પાછા ફરીને ત્હેના તરફ જોયું સરખું યે નહીં. તેઓ તો મન્દિરમાંથી સર્વ પાપોની ક્ષમા મળ્યાનું પ્રમાણપત્ર લઇને આવ્યા હતા. ત્યાં રસ્તે જતાં આવતાં બીજાં ઘણાં યે માનવી હતાં પણ કોઇએ એ બાળકને ઊઠાડયો નહીં. ત્હેની સંભાળ ન લીધી. તે બેહોશ હતો. પરંતુ તે અછૂત હતો, કોઈ ઉચ્ચ વર્ણનું એને કેમ સ્પર્શ કરે ? મનોહરે ત્હેની પાસે જવાનો વિચાર કર્યો. પરંતુ મ્હેં ત્હેને અટકાવ્યો. એથી મ્હને શરમ આવે છે, પરંતુ એ ઘડી સુધી હું અછૂતને એક પ્રકારના ચેપી રોગ જેવા માનતો હતો. ત્હેને હું મ્હારા મકાનમાં કેમ ઊંચકી લાવું ? એમ કરવાથી મ્હારા પૂજારીપણાની પાવનતા કેવી રીતે અસ્પર્શ્ય રહી જાત ? આમ કરતાં મ્હારા હૃદયમાં કેટલી ઉથલપાથલ મચી રહી, પરંતુ છતાં યે મનોહરને મ્હેં રોકયો. મનોહર કાંઇ પણ ન બોલતાં ત્યાં જ ઊભો રહ્યો.

એક રાહગીરે બાળકને જોયો. મન્દિરનું દ્વાર ખુલ્લું હતું. તે બાળકને લઇને તે તરફ જવા માંડયો. હજુ તે બારણા આગળ ભાગ્યે જ પહોંચ્યો હશે ત્યાં તો એક લાંબી ચોટીવાળો માણસ દોડતો આવ્યો અને મોટેથી બૂમો પાડવા લાગ્યો: "અહીં ક્યાં લાવે છે ?"

"એ બેહોશ છે. થોડું પાણી—"

"આ તો મન્દિર છે." આવનાર વ્યક્તિએ દાંત પીસતાં કહ્યું. એની આંખમાંથી ઘૃણાની–તિરસ્કારની જ્વાળા વરસી રહી હતી.

"એટલા માટે તો હું એને અહીં લાવવા માગું છું. ભગવાનના ઘરમાં......"

"ભગવાનના ઘરમાં પાપ, આ અછૂતને મન્દિરમાં કેવી રીતે આવવા દેવાય?" ત્હેણે વાત ઉડાવતાં કહ્યું.

"એ અછૂત છે એ સાચું, પણ બેહોશ છે."

પેલાએ કશું ધ્યાન ન આપ્યું અને ઝડપથી ત્હેણે મન્દિરનું દ્વાર બંધ કરી દીધું અને પોતે અંદર ચાલ્યો ગયો.

પાસે જ બે મિનિટ પહેલાં એક ગાડી આવીને ઊભી રહી હતી. રાહગીર મન્દિર તરફથી પાછો ફર્યો ત્યારે એમાંથી એક સ્ત્રી બહાર નીકળી. તે વેશ્યા હતી. રાહગીરની તરફ જોઇને ત્હેણે કહ્યું: "શી હકીકત છે?"

"આ બાળક બેહોશ બની ગયો છે."

"શું એ અછૂત છે?"

"હા."

"અને એટલા માટે જ શું ત્હેને આ મન્દિરમાં સ્થાન ન મળ્યું?"

"આજકાલ મન્દિરોમાં પાપાચાર, દુરાચાર વગેરેને માટે સ્થાન છે, પરંતુ દયા, કરુણા અને દીનતાને માટે સ્થાન નથી."

"જો કશી હરકત ન હોય તો ત્હેને મ્હારા મકાનમાં લઇ ચાલો. હું ત્હેની સંભાળ લઇશ."

રાહગીરે ધન્યવાદ આપી બાળકને વેશ્યાના મકાનમાં એક ખંડમાં સુવાર્યો. જ્યારે તે પોતાના ઓરડામાં જવા લાગી ત્યારે ત્હેણે એક વાર અમારા તરફ તીવ્ર દૃષ્ટિ નાંખી. મનોહરે તે જોયું; અને બોલ્યો:

"એક બાજુ પૂજારી છે અને બીજી બાજુ એક વેશ્યા છે."

એનો કટાક્ષ મ્હારા તરફ હતો પરંતુ હું મૌન રહ્યો. મ્હારાથી કશું કહી શકાય તેવું નહોતું. મનોહર ફરીથી બોલ્યો: "અને એ વેશ્યાઓને માટે આપણે કહીએ છીએ કે તેમનામાં હૃદય નથી: આત્મા નથી. એ કહેવામાં આપણું અભિમાન છે, આપણો દંભ છે."

મ્હારાથી ન રહેવાયું. મ્હેં મનોહર તરફ જોઇને કહ્યું: "મનોહર, મ્હને એથી દુઃખ થાય છે."

"ત્હમે લોકો ત્હમારી ઉચ્ચતાના અભિમાનમાં એટલા બધા અંધ બની ગયા છો કે ત્હમને પોતાના દોષ અને બીજાના ગુણ નજરે પડતા જ નથી."

હું લજ્જિત થતાં બોલ્યો: "કદાચ ભવિષ્યમાં હું એટલો અંધ ન પણ રહું."

૪

કેટલાક દિવસ બાદ અમારી આગળ એક વિકટ પ્રશ્ન આવી ઊભો રહ્યો. અમે બન્ને પરીક્ષાની તૈયારી માટે રાત્રિએ જાગવા માટે ચા પીતા હતા. તે દિવસે ખાંડ પૂરી થઇ ગઇ હતી અને બજાર બંધ થઇ ગયું હતું. અમારે ચા પીવી હતી અને તે ખાંડવાળી જ. પડોશના મકાનમાં અંધારું હતું. બચ્ચાં સૂઈ ગયાં હતાં. કેવળ ત્હેના ખંડમાં પ્રકાશ હતો. મનોહર બોલ્યો: "ત્હેની પાસેથી થોડી ખાંડ માગી લાવવી જોઇએ."

"જા ત્યારે લઇ આવ."

"તું જા. ત્હને વાતો કરતાં આવડે છે."

ડરતાં ડરતાં ધીરે ધીરે ચારે બાજુએ દૃષ્ટિ ફેરવી હું ત્હેના મકાન તરફ ચાલ્યો. દ્વાર આગળ જઇને જ્યારે મ્હેં તે ખખડાવ્યું ત્યારે મ્હારું શરીર કંપી રહ્યું હતું. હૃદયની ગતિ વધુ વેગવાળી બની હતી, શ્વાસ જોરથી ચાલતો હતો. એટલામાં બારણું ઉઘડયું; અને

તે બહાર આવી. મ્હેં ત્હેના તરફ અને ત્હેણે મારા તરફ જોયું. ત્હેનાં નેત્રોમાં અજબ આકર્ષણ હતું. પહેલી વાર જ મ્હેં ત્હેનાં નયનો તરફ જોયું હતું. તે આશ્ચર્યથી બોલી ઊઠીઃ "શું ત્હમે?"

હું કાંઈક ગભરાઈને અને કાંઈક હસીને બોલ્યોઃ "હા, ત્હમારું થોડું કામ છે."

"મ્હારું અહોભાગ્ય!"

"મ્હારે થોડી ખાંડ જોઈએ છે."

"બસ?"

"શું આટલું ઓછું છે?"

તે અંદર ગઈ અને પ્યાલો ભરીને ખાંડ લઈ આવી. મ્હેં પ્યાલો જોઈને કહ્યુંઃ "આ તો બહુ છે. કાલે તો હું બજારમાંથી લઈ આવીશ. બે ચમચા જેટલી હશે તો બસ થશે."

"કદાચ અકસ્માત જરૂર પડે માટે લઈ જાઓ."

"કાલે પાછી મોકલી આપીશ."

"પાછી મોકલી આપશો કે આપી જશો?"

"જેવો વખત."

"પણ આ પ્યાલો ખાલી જ આવે."

"એમ તો કદાપિ ન બની શકે."

"હું કોઈ વસ્તુ પાછી નથી લેતી. કાલે કાં તો ખાંડ ન લાવશો અથવા તો પ્યાલો પણ ન લાવશો."

"વારુ, ખાંડ નહીં લાવું."

મ્હારો આ સ્ત્રી સાથેનો પ્રથમ વાર જ વાર્તાલાપ હતો. ત્હેણે મ્હારા સમસ્ત શરીરમાં વિદ્યુતનો પ્રવાહ રેલાવી દીધો હતો. મનોહરને મ્હેં ત્હેના સંબંધમાં કાંઈ જ ન કહ્યું.

બીજે દિવસે મ્હેં પ્યાલામાં પીસ્તાં ભર્યાં અને ત્હેને રૂમાલથી ઢાંકી ત્હેને ઘેર લઈ ગયો. તે કદાચ મ્હારી પ્રતીક્ષા કરી રહી હતી. અને જોતાં જ તે બોલી. "ત્હમે મ્હારી પ્રતિજ્ઞા ભૂલી ગયા કે?"

"કેમ ?"

"આ પ્યાલામાં શું છુપાવ્યું છે ?"

"ખાંડ નથી."

"ત્યારે એ બદલો શાનો છે ?"

"કાંઈ જ નહીં ફક્ત કૃતજ્ઞતા–"

"શા માટે ?"

"કાલે કરેલી કૃપા બદલ."

"રૂમાલ કાલે પાછો મોકલું તો ચાલશે ?"

"ખુશીથી."

'બસ જશો ?' ત્હેણે પૂછ્યું, કારણ કે હું ત્યાંથી ચાલવાની તૈયારી કરતો હતો.

'હજુ વાંચવું છે."

"આટલી બધી ગરમીમાં ?"

"ત્હમે પણ ઘરમાં જ બેસી રહો છો."

"બહાર બેસવા માટે કોઇનો સાથ નથી."

"હું થોડી વાર......?"

"ખુશીથી."

ત્હેણે બે ખુરશી બહાર બાગમાં લાવીને મૂકી. અમે બન્ને તે પર બેઠાં. થોડી વાર શાન્તિ પથરાઇ રહી. પછી હું બોલ્યો: "ત્હમે એકલાં જ છો ?"

"નોકરડી છે, પણ થોડા દિવસ માટે તે બહારગામ ગઈ છે."

"હિન્દુ છો ?"

"હા. હિન્દુ હતી, પરંતુ અત્યારે કોઇ જ નથી."

"શા માટે ?"

"ત્હમે નથી જાણતા કે હું કોણ છું ?"

"જાણું છું."

"–કે હું એક વેશ્યા છું ?"

"હા."

"અને છતાં ત્હમે મ્હારી પાસે આવી શકો છો? મ્હારી સાથે વાતો કરી શકો છો? ઘૃણાભાવથી નહીં. સમાનતાના ભાવથી, સહૃદયતાની ભાવનાથી?"

'શું વેશ્યાની પાસે લોકો નથી આવતા?'

"શા માટે નહીં? ત્હેની પાસે સમાજના સર્વ પ્રકારના માણસો આવે છે, પણ ત્હમે જે ભાવનાથી આવ્યા છો તેવી ભાવનાઓથી નહીં"

"હું ત્હમને સમજવા માગું છું."

'ઘૃણા કરવા માટે?'

"એક વાર હું ત્હમારી ઘૃણા કરતો હતો કદાચ ત્હમારી નહીં, ત્હમારા નામની. પરંતુ તે દિવસે ત્હમે અસ્પૃત બાળકને શરણું આપ્યું હતું તે દિવસથી મ્હારી ત્હમારા તરફ શ્રદ્ધા જાગૃત થઇ છે."

'ત્હમે શું કરો છો?'

"હું પૂજારીનું કામ શીખી રહ્યો છું."

"પૂજારી?"

"શા માટે?"

"કાંઈ નહીં. હું એ વિચાર કરી રહી હતી કે એક પૂજારી અને વેશ્યાની મૈત્રી કેવી વિચિત્ર ગણાશે?"

"ત્હમે મ્હને ત્હમારો મિત્ર માનો છો?"

"ઘણા લાંબા સમયથી."

"તો પછી બોલતાં શા માટે નહોતાં?"

"એક વેશ્યા હોવાને કારણે."

"પરંતુ વેશ્યા તો બીજાઓને ફસાવવામાં કાબેલ હોય છે."

"પણ ત્હેને ય હૃદય જેવી વસ્તુ હોય છે."

"હોય છે?" મ્હેં ત્હેના હૃદય તરફ આંગળી કરીને કહ્યું.

"લાગે છે તો ખરું" તેણે હસીને કહ્યું.

"ત્હમે ખૂબ મશ્કરા છો......" કહીને હું ત્હેનું નામ જાણવાની ઇચ્છાએ ત્હેના મુખ તરફ જોઇ રહ્યો.

"...ગુલાબ મ્હારું નામ છે.'

"...ગુલાબ !'

"ત્હમે પણ મસ્કરા છો, પૂજારીજી !"

'મ્હારું નામ કેશવ !'

'હું ત્હમને નામ દઇને બોલાવી શકું ખરી કે ?'

'શા માટે નહીં ?'

'હીંમત નથી ચાલતી.'

"બીક લાગે છે ?"

"હા, પહેલી વાર જીવનમાં."

"શા માટે ?"

"કારણ કે પુનિત વિચારો પૂર્વક મ્હારી સાથે વાત કરનાર ત્હમે પહેલા છો. મ્હારું જીવન કલુષિત છે. કલુષિત વ્યક્તિઓનો મ્હને ભય નથી લાગતો, પરંતુ પવિત્રતાથી હું ડરું છું."

"શું ત્હમારું જીવન સદા યે કલુષિત હતું ?"

"નહીં, થોડા દિવસો પહેલાં એ પણ પવિત્ર હતું. ઓહ ! એ વાતો કરવાથી શો લાભ ? કોઇ બીજી વાત કરો."

"શું એની પાછળ કોઇ મર્મવિદારક કથા છુપાયેલી છે, ગુલાબ ?"

"પ્રત્યેક વેસ્યાના જીવન પાછળ અને ખાસ કરીને હિન્દુ વેશ્યાઓના જીવન પાછળ મર્મવિદારક કથા અવશ્ય છુપાયેલી હોય છે. પરંતુ ત્હેની ચિંતા કોણ કરે છે ? એક વાર અમે માર્ગથી ભૂલ્યાં હોઇએ છીએ અને લોકો અમારું વધારે પતન કરતા જાય છે. જેઓ અમારા પતનના કારણરૂપ હોય છે તેઓ જ અમને હસે છે.

જે લોકો અમારા ઘરમાં અમારા જોડા સાફ કરતા હોય છે તેઓ જનતામાં અમારાં દર્શન પણ અપવિત્ર માને છે. લોકો કહે છે કે વેશ્યા રૂપિયાની યાર હોય છે. અને તે ખલાસ થતાં ઠોકરે મ્હારે છે. પરંતુ તેઓ પુરુષોને માટે નથી કહેતાં કે વેશ્યાઓને ત્યાં જનારા રૂપના યાર હોય છે. જ્યારે રૂપ ઊતરી ગયું હોય છે ત્યારે તેઓ ઠોકર મારે છે. આ છે વેશ્યાઓની કથા, તમને સંસારનો અનુભવ નથી. કેશવ ! ત્હમે ક્યાંથી સમજી શકો ? ''

'' સમજીશ, ગુલાબ !'' મ્હેં નિશ્વાસ નાખીને કહ્યું.

'' વેશ્યાના સંબંધે ? ''

'' એક પ્રાણીના સંબંધે, મિત્ર તરીકેના સંબંધે. ''

૫

આ પછી તો હું ગુલાબને કેટલી યે વાર મળ્યો. તે પોતાના જીવનથી પ્રસન્ન નહોતી. ત્હેણે અનેક વાર ઇચ્છયું હતું કે પોતે ત્હેનો વ્યવસાય છોડી દઇને એક કુલીન સ્ત્રીનું જીવન વિતાવે, પરંતુ હિન્દુ સમાજ એક વાર પતિત થયેલા પ્રાણીનો ઉદ્ધાર કરવાનું તો શીખ્યો જ નથી. જેની પાસેથી તે સહાયતાની આશા રાખતી તે જ ત્હેનો સર્વનાશ કરવાને તૈયાર હતા. થોડા દિવસથી સાથે બેસીને વાતચીત કરવાથી અમારા બન્નેમાં એક પ્રકારની આત્મીયતા જાગ્રત થઇ હતી. હું ત્હેને મ્હારા વ્યવસાયની વાતો સંભળાવતો, અને તે ત્હેના વ્યસાયની. એની વાતોમાં અધિક મનોરંજન અને કુતૂહલની સામગ્રી સમાયેલી રહેતી. જ્યારે તે ભાનભૂલ્યા નવયુવકોની કથા સંભળાવતી ત્યારે મ્હને મ્હારા પોતાના પ્રત્યે ગ્લાનિ ઊપજતી. આ નવયુવકો કે જેમને સમાજમાં અત્યંત શ્રદ્ધા અને સન્માનની નજરે જોવામાં આવે છે !

અમે બન્ને મિત્રોની માફક મળતાં હતાં અને અમારાં હૃદયમાં અન્ય કોઇ પ્રકારની ભાવના નહોતી એ હું જાણતો હતો. ગુલાબ પણ જાણતી હતી, પરંતુ તેમ છતાં યે અમે એક બીજાને ખૂબ

ચાહતાં હતાં. એને મ્હારા સાથમાં શાન્તિ મળતી હતી, અને મ્હને ત્હેની સાથે–ત્હેની સોબતમાં સજીવતા મળતી હતી. ભવિષ્યમાં એનો શો અન્ત આવશે એ વિષે મ્હેં કદી યે વિચાર નહોતો કર્યો. ત્હેને માટે મ્હારા હૃદયમાં કોઈ વિશિષ્ટ સ્થાન હતું એટલું હું જાણતો હતો. એને હું પ્રેમ નહીં કહું. પરંતુ જો કોઇ એને પ્રેમ કહે તો તે પ્રેમની આગ નહોતી, હતી કેવળ પ્રેમની ચિનગારી, પરંતુ એ ચિનગારી જ કદીક કદીક સમસ્ત હૃદયને આલોકિત કરી મૂકતી. રહી રહીને કદીક મનમાં તરંગો જાગતા. મારાં નેત્રો બિડાઇ જતાં અને હું એ બંધ નેત્રોની સમીપમાં કોઇ અદ્‌ભુત સૃષ્ટિને નાચતી જોતો. હૃદય ખીલી ઊઠતું, મુખાકૃતિ ચમકી ઊઠતી, અને મુખ ઉર્દૂ ગીતો–જે હું બચપણમાં શીખ્યો હતો, ગાવા લાગતું. તે ગીતો સાંભળીને ગુલાબ બાગમાં આવતી. હું ત્હેનો અવાજ સાંભળીને બહાર આવતો ત્યારે તે ચુપચાપ મ્હારા તરફ જોયા વિના અપરાધીની માફક પોતાના ઓરડામાં ચાલી જતી.

" ત્હમે ગીત બહુ સુંદર ગાઓ છો, પૂજા... " તે એક દિવસ આવીને કહેવા લાગી.

" ત્હને એ ગમે છે ? "

" ખૂબ જ. "

" ત્હમે નથી ગાતાં ? "

" મ્હારામાં એ એક ઊણપ છે. "

" કદી યે ગાવાનો પ્રયત્ન કર્યો છે ? "

" ના. "

" કંઠ સારો નથી ? "

" કોઈ શીખવનારૂં નથી. "

હું સમજી ગયો. કાંઇ બોલ્યો નહીં. તે બોલી, "કેશવ, ત્હમે મ્હારા શિક્ષક શા માટે નથી બનતા ?"

" પાઠ ક્યારે શરૂ કરીશું ?"

"ત્હમે કહો ત્યારે !

"પરમ દિવસે !"

"ભલે."

થોડી વારે તે બોલી; "પરમ દિવસે તો વૈશાખી.'

"હા." મ્હેં યાદ કરતાં કહ્યું.

"ઘેર તો નથી જવાના ને ?"

"ના, અહીં જ રહીશ."

એ સાંભળીને તે કાંઈક પ્રસન્ન થઈ, પણ પુનઃ ત્હેના મુખ પર ઉદાસીનતા છાઈ રહી. મ્હેં ત્હેનું મુખ ઉંચું કરી કહ્યું, "ગુલાબ!" તે કાંઈ બોલી નહીં. આંખો મ્હારા તરફ ફેરવી.

"તું ઉદાસ શા માટે છે?" મ્હેં ત્હેમની દૃષ્ટિમાં દૃષ્ટિ પરોવતાં કહ્યું.

"નહીં, ઉદાસ નથી. મ્હને વૈશાખીનો ખ્યાલ ક્યાંથી આવ્યો ત્હેનો હું વિચાર કરતી હતી."

"વૈશાખી ઊજવવાનું ત્હને નથી ગમતું ?"

"અમારે વૈશાખી વળી કેવી?" ત્હેણે દીર્ઘ નિશ્વાસ નાંખીને કહ્યું. હું કાંઈ ન બોલ્યો. તે કરુણ ભાવનાઓથી ભરપૂર હતી. મ્હને બીક હતી કે તે ક્યાંય રડી પડશે. ત્હેનો હાથ થાબડી હું ધીમેથી મ્હારા ખંડમાં ચાલ્યો ગયો.

આખી રાત મ્હેં ત્હેની લાચારીભરી સ્થિતિ પર વિચાર કર્યો અને છેવટે મ્હેં નિશ્ચય કર્યો કે ત્હેને વૈશાખીના અવસરે, સંસારમાં ત્હેની સાથે વાસ્તવિક પોતાપણું દાખવનારું કોઈ નથી એવો વિચાર સરખો ય નહીં આવવા દઉં. કાંઈ ને કાંઈ પ્રસન્નતાની તે અધિકારિણી જરૂર હતી. હું ઝાઝું કાંઈ કરવા માગતો નહતો કારણ કે તેમ કરવાથી કાં તો તે અથવા તો અન્ય લોકો કાંઈક જુદો જ અર્થ કરે. હું ત્હેને માટે એક મોટું ગુલાબનું ફુલ લઈ આવ્યો. મનોહરે મ્હને કહ્યું: "આ તું કોને માટે લાવ્યો છે ?"

"કોને માટે છે તે તું કાલે જોજે." મ્હેં જવાબ આપ્યો. હું ત્હેનો સામનો કરવા માગતો નહોતો. ગમે તેમ હોય, પણ મ્હારા સંસ્કાર જૂના તો હતા જ અને તેથી મનમાં ને મનમાં મ્હારી જાતને અપરાધી માનવા લાગ્યો હતો.

"સ્પષ્ટ શા માટે કહેતો નથી કે એ ગુલાબને માટે છે?"

"જો તું સ્પષ્ટ જ સાંભળવા માગતો હોય તો હું કહું છું કે એ ગુલાબને માટે જ છે."

"તું કયા રસ્તે જઇ રહ્યો છે એ તું જાણે છે?"

"એ બધો ત્હારો દોષ છે મનોહર!"

"હવે મ્હને એ સમજાય છે. પણ મ્હારો કહેવાનો આશય એ નહોતો. તું સીમા વટાવી રહ્યો છે. તું ત્હેને બચાવવા ગયો હતો ત્હેને બદલે તું જ ડૂબી રહ્યો છે."

"તું એમ માનતો હોય તો ભલે માન. આટલે રસ્તે આવ્યા પછી હું પાછો વળી શકું તેમ નથી."

"હું ત્હને પાછા વળવાનું નથી કહેતો. કેવળ ત્હારી દિશા બદલી નાંખ."

"તું ગભરાઇશ નહીં, મનોહર! હું કોઈ પણ અનુચિત કાર્ય નહીં કરું. તું અપરાધીઓ તરફ સહાનુભૂતિ દાખવવાની વાતો કરે છે. ગુલાબને સમજવાની ત્હારા હૃદયમાં તીવ્ર ઇચ્છા છે. પરંતુ તું મ્હને સમજવા નથી માગતો માની લે કે હું અપરાધી જ છું, પરંતુ તું મ્હને એવી રીતે કેમ નથી સમજી શકતો?"

"હું ત્હને સમજું છું માટે એમ કહું છું, કેશવ! તું એક પૂજારીનો પુત્ર છે અને પૂજારીનું સ્થાન લેવાનો છે. વળી ત્હારા લગ્નની તિથિ પણ નક્કી થઇ ચૂકી છે. કદાચ તું એ દિશામાંથી સરલતાપૂર્વક પાછો વળી શકે, પરંતુ ગુલાબનું શું થાય? તું ત્હેની સાથે કદી યે લગ્ન કરવાને તત્પર નહીં થઇ શકે."

" નહીં." મ્હેં વિચાર કરીને જવાબ આપ્યો.

" તો પછી સમજી શકીશ કે ત્હેનો અર્થ ગુલાબની દૃષ્ટિએ કેવો થશે. તે પ્રથમથી જ દુઃખી છે, અને તેથી ત્હેનું સમસ્ત જીવન નષ્ટ થઈ જશે. ત્હેના તૂટેલ હૈયાને સાંધવાની કોઇ પણ સામગ્રી ત્હેને નહીં મળી શકે."

" તું સાચું કહે છે, મનોહર ! " કહીને મ્હેં ફૂલ એક બાજુએ ફેંકી દીધું અને હું મ્હારી પથારીમાં પડયો. મનોહર ચાલ્યો ગયો. મ્હેં પાછળનું બારણું બંધ કરી દીધું જેથી બાગમાં આવતાં ગુલાબ નજરે ન પડે. થોડી વારમાં જ એ પાછળના બારણાને કોઈએ ધક્કો માર્યો. હું સમજી ગયો તે કે ગુલાબ જ હશે. ને હું ચુપચાપ પડી રહ્યો. થોડી વારે ગુલાબનો સ્વર સંભળાયો: " કેશવ ! " ત્હેણે બૂમ પાડી.

ત્હેનો અવાજ સાંભળીને મ્હારાથી ન રહેવાયું. મ્હેં બારણું ઉઘાડયું. તે સામી ઊભી રહી હસી રહી. મ્હને જોઇને ઉદાસીન સ્થિતિમાં તે પોતાનું મુખ ઉદાસ કરીને બોલી: " આજે બારણું બંધ કેમ હતું ? "

" અમસ્તું જ." મ્હેં ધીમેથી ઉત્તર આપ્યો.

" તબિયત ખરાબ છે ? " ત્હેણે ચિંતાભરી વિકલતાએ પૂછ્યું.

" રાતના આટલું મોડું ન જાગ્યા કરો." એ ફરીથી બોલી.

મ્હારી નજર ત્હેના હાથ પર પડી. ત્હેના હાથમાં રેશમી રૂમાલે ઢાંકેલી કોઇ વસ્તુ હતી.

" આ શું છે ? " મ્હેં પૂછ્યું.

" ઓહ ! એ તો હું ભૂલી જ ગઇ હતી, આજે વૈશાખી છે ને ? "

" હા."

" આજ મ્હેં મ્હારા હાથે થોડી ખીર અને હલવો બનાવ્યાં છે." કહીને વાસણ પરનો રૂમાલ ત્હેણે કાઢી નાંખ્યો.

" શું તું રસોઇ પણ કરી લે છે ? "

"આજે પ્રયત્ન કર્યો છે. હલવો સુંદર લાગે છે."

"બહુ સારો લાગે છે, અને ખીર પણ–"

"એ ત્હમારે માટે લાવી છું."

"મ્હારે માટે ?"

"હા ત્હમારે માટે. સારાં તો નહીં હોય પણ વૈશાખીનો પ્રસાદ માની લેજો. જુઓને એ બનાવતાં તો મ્હારી આંગળીઓ પણ દાઝી ગઈ." કહીને ત્હેણે પોતાના હાથની આંગળીઓ મ્હને બતાવી. મ્હેં એ આંગળીઓને મ્હારા હાથમાં લઇ ફૂંક મારી અને કહ્યું, "આટલું બધું કષ્ટ શા માટે ઉઠાવ્યું, ગુલાબ ?"

"બસ વાતો ન કરો, બધું ઠંડું થઇ જશે. પહેલાં એ ખાઈ લ્યો, પછી પૂછજો."

હું ભારે મૂંઝવણમાં પડયો. મ્હેં કદાપિ આવા પ્રકારની વ્યક્તિઓના હાથની બનાવેલી વસ્તુઓ ખાધી નહોતી. પછી એ હલવો અને ખીર કેવી રીતે ખાઉં ? અને જો હું ત્હેનો સ્વીકાર ન કરું તો ત્હેના હૃદયને આઘાત લાગે. મ્હને મૂંઝવણમાં પડેલો જોઇ તે બોલી, "કેમ ? નહીં ખાઓ કે ?"

"એમ નથી પણ–" હું એટલું જ બોલી ત્હેના તરફ જોવા લાગ્યો. થોડી વાર તે મ્હારા તરફ તો થોડી વાર ત્હેના હાથમાંના વાસણ તરફ જોઇને બોલી : "હવે હું સમજી કે એ વેશ્યાના હાથની બનાવેલી વસ્તુ છે."

એટલું કહીને ત્હેણે એ વાસણને રૂમાલમાં ઢાંકી દીધું અને પોતાના ખંડ તરફ જવા માટે મોં ફેરવ્યું. હું ત્હેના હૃદયને આટલું બધું વ્યથિત થયેલું જોઈ શકું તેમ નહોતો. મ્હેં પરાજય સ્વીકાર્યો. મ્હેં ત્હેનો હાથ પકડીને કહ્યું : "ગુલાબ, ત્હારું માનવું યોગ્ય નથી. હું ત્હને કાંઇક બીજું જ કહેવા માગતો હતો. ત્હને જો મ્હારો વિશ્વાસ ન પડતો હોય તો ત્હારી સન્મુખ જ એક ટુકડો ખાઉં છું."

મ્હેં વાસણમાંથી હલવાનો એક ટુકડો લઈને ખાધો. તે હસી પડી અને બોલી, "ત્હમે તો મ્હને વ્યર્થ ડરાવતા હતા."

ત્હેના હાથમાંથી વાસણ લેઈને મ્હેં અંદર મૂકી દીધું અને ગુલાબનું ફૂલ લઈને ત્હેની પાસે આવ્યો.

"ત્હારે માટે હું એક બહુ જ નાની પરંતુ ખૂબ પ્રિય વસ્તુ લાવ્યો છું." મ્હેં ફૂલ સંતાડીને ત્હેને કહ્યું.

"શું છે?"

"આ !" કહીને મ્હેં ફૂલ ત્હેના હાથમાં આપ્યું.

"ફૂલ ?" ત્હેણે પ્રસન્ન બનીને કહ્યું.

"ગુલાબ !" મ્હેં હસીને જવાબ આપ્યો.

"એ ત્હમે શા માટે લાવ્યા, કેશવ ?"

"ત્હને એ દાખવવા માટે કે વૈશાખી અન્ય સ્ત્રીઓની માફક ત્હારે માટે પણ છે. હું ઈચ્છું છું ગુલાબ, કે તું વૈશાખીના અવસરે તો ઓછામાં ઓછું એટલું તો માની લે કે ત્હને પણ વૈશાખીનો અધિકાર છે."

"ત્હમે એમ સમજો છો ને કેશવ ! પરંતુ ત્હમે દેવ છો, સંસાર તો એને અનધિકાર ચેષ્ટા સમજશે."

"સંસારને ભૂલી જા, ગુલાબ! ફક્ત એક દિવસને માટે કેવળ ત્રણ શબ્દ જ યાદ રાખ, તું, હું અને વૈશાખી."

"ત્હમે બહુ દયાળુ છો, કેશવ ! પરંતુ હું એ માનની અધિકારિણી પણ નથી."

તે ફૂલ સૂંઘવા લાગી. મ્હેં વિષય બદલતાં કહ્યું: "કહે તો ખરી કે આ બે ગુલાબમાં વધારે સુંદર કોણ છે ?"

"અમારી બન્નેની તુલના થઇ શકે તેમ નથી. આ ગુલાબ ત્હમારું આપેલું છે, પવિત્ર છે. હું ગુલાબ વાસ્તવિક ગુલાબ નથી, ત્હેની છાયા માત્ર છું—પતિતા છું."

તે ચુપ રહી, હું ચુપ રહ્યો. થોડી વાર પછી એકાએક હ્હેણે મ્હારા તરફ જોયું, અને "કેશવ!" કહીને મ્હારો હાથ પકડ્યો. ધીરે ધીરે તે મ્હારા હાથને પોતાના હોઠ આગળ લઇ જવા માંડી. પરંતુ હોઠ સુધી ન લઈ જતાં વચ્ચે અટકી ગઈ. હાથ તરફ કેટલીક વાર જોયું. પછી ધીરે ધીરે ત્હેને નીચે મૂકી દઈ વિહ્વલ થઇ બોલી, "માફ કરજો."

"શા માટે?"

"હું પાગલ બની ગઇ હતી."

'એ ત્હારો દોષ નથી, ગુલાબ!'

"હું એક વાત પૂછવા માગું છું."

"શી?"

"હું ત્હમને આટલું બધું કેમ ચાહું છું?"

"ત્હારી પાસે એનો ઉત્તર નથી?"

"ના, નથી. મ્હેં અનેક વાર મ્હારા હૃદયને પૂછ્યું છે કે હું ત્હમને આટલા બધા શા માટે ચાહું છું, પરંતુ કાંઈજ ઉત્તર નથી મળ્યો. મ્હેં સર્વ પ્રકારના માણસો જોયા છેઃ ધનિક, રૂપવાન, બળવાન. પરંતુ કદિ યે મ્હારું હૃદય ત્હેમને માટે વ્યાકૂળ નથી બન્યું પણ આ વખતે ત્હમારી બાબતમાં તેમ થયું છે. કદાચ એવી ભાવના પ્રત્યેક સ્ત્રીના હૃદયમાં હોય છે. પવિત્ર પ્રેમનો પુકાર; પછી ચાહે તો તે કુલીન સ્ત્રી હોય, કે ચાહે તો વેશ્યા. એમાં તફાવત ફક્ત એટલો જ છે કે વેશ્યાને માટે તે અધિક દુઃખદાયી છે, કારણ કે ત્હેને માટે પવિત્ર પ્રેમનાં દ્વાર બંધ છે. લોકો ત્હેને પણ વેશ્યાચરિત્ર સમજે છે. ત્હમે તો એવું નથી માનતા ને?'

"નહીં ગુલાબ! હું ત્હારા હૃદયને સમજું છું કારણ કે..."

"ત્હમે પણ–"

"હા."

"ઓહ, એનું પરિણામ શું આવશે?"

"કદાચ, વિયોગ."

"વિયોગ?"

"હું આ સ્થળનો ત્યાગ કરીશ."

"મ્હારે કારણે?"

"નહીં, મ્હારા પોતાના કારણે. મ્હને મ્હારા પોતાના પર વિશ્વાસ નથી. મ્હારામાં એટલું નૈતિક બળ પણ નથી કે સાહસપૂર્વક છેવટ લગી આમ ને આમ નિભાવી શકું. હું ત્હને બચાવવા, ત્હારી રક્ષા કરવા આવ્યો હતો, પરંતુ હવે મ્હને સમજાય છે કે હું કેટલો અસમર્થ છું."

"ત્હમારૂં કહેવું સાચું છે. જ્યાં સુધી આપણે કેવળ મિત્ર હતાં ત્યાં સુધી જુદી વાત હતી. હવે આપણે સાથે રહેવું યોગ્ય નથી–ખાસ કરીને મ્હારે માટે. પરંતુ ત્હમારે જવાની જરૂર નથી. હું જ આ મકાનનો ત્યાગ કરી ચાલી જઈશ."

"મ્હારે ખાતર એટલો બધો ત્યાગ?"

"એ કાંઈ જ નથી. મ્હારૂં જીવન પણ ત્હમારે માટે આપી શકું તો તે માટે હું તૈયાર રહીશ."

"ત્હેણે ઊઠવા માંડ્યું, અને ઊઠતાં ઊઠતાં કહ્યું, "મ્હને ભૂલી જજો."

"ત્યાંથી ચાલી જશે? સદાને માટે? મ્હારે માટે? નહીં, હું એટલો અત્યાચાર નહીં કરું." મ્હેં ત્હેને રોકીને કહ્યું: "ગુલાબ, તું આ મકાનને છોડી રહી તો નથી ને?"

"નિર્બળતા ન દાખવો."

"મ્હારે હવે અહીં થોડા દિવસ જ રહેવાનું છે. આપણે અત્યારની માફક એ દિવસો વિતાવી શકાશું, જો તું, દિવસમાં આપણે એકથી વધુ વાર ન મળવાનું કબૂલ રાખી શકે તો."

"મ્હને એ કબૂલ છે."

૬

અમે બન્ને અમારી પ્રતિજ્ઞા પર સ્થિર રહી શક્યાં નહીં. એ એક મુશ્કેલ વાત હતી. ત્હેના વિના જીવન મ્હને કેટલું નીરસ લાગતું હતું એ હું સમજ્યો હતો. મ્હારા વિના તે પણ રહી શકે તેમ નહોતી એમ ગુલાબ પણ માનતી હતી. અમે બન્ને રોજ મળતાં હતાં. પહેલાંથી યે વધારે વખત કલાકો સુધી વાતો કરતાં. ત્હેના જીવન પર એનો ભારે પ્રભાવ પડયો. ત્હેણે પોતાનો વ્યવસાય મૂકી દીધો હતો. ત્હેની રહેણીકરણી સાધારણ બની ગઇ હતી. તે માનતી હતી કે મ્હને પ્રાપ્ત કરવો એ ત્હેને માટે અસંભવિત વસ્તુ હતી. છતાં યે તે પ્રાયશ્ચિત કરી રહી હતી પોતાનાં પાપો માટે, જેને માટે જવાબદાર કોઈ અન્ય જ હતું પ્રાયશ્ચિતથી બીજું કાંઈ ન બની શકે. પણ પોતાને મ્હારી મિત્રતાને યોગ્ય તો બનાવશે જ.

કેટલાક દિવસો બાદ મ્હને જે ઘટનાનો ડર હતો તે બની. મનોહરની પરીક્ષા પૂરી થઇ હતી અને તે પોતાને ગામ ચાલ્યો ગયો હતો. કદાચ ત્હેની મારફત અથવા તો કોઇ બીજી રીતે મ્હારા પિતાને ગુલાબ અને મ્હારા વિષેની વાતની ખબર પડી ચૂકી હતી. મ્હારા પિતાનો એક કાગળ પણ આવ્યો. ત્હેમણે લખ્યું હતુંઃ

"પ્રિય કેશવ, કેટલીક ઘટનાએ એવી બની ગઇ છે કે ત્હારે અહીં ચાલ્યા આવવાનું ખાસ જરૂરી છે. તુ પરીક્ષાની ચિંતા ન કર, તે એટલી બધી જરૂરની નથી. માંદા રહેવાને કારણે મ્હારૂં શરીર કામ આપી શકતું નથી, અને મ્હારાથી મન્દિરનું કામકાજ સંભાળી શકાતું નથી એ દિવસ બાદ ત્હને મન્દિરની ગાદીએ બેસાડવાનું નક્કી કરવામાં આવ્યું છે; અને ત્હારા લગ્નની તિથિ પણ બદલીને આ માસમાં લગ્ન કરવાનું નક્કી કર્યું છે. માટે તું આ પત્ર મળતાં તુરત જ અહીં ચાલ્યો આવજે."

પત્ર વાંચતાં જ મ્હારી આગળ મહાન સમસ્યા ઉપસ્થિત થઇ: એક તરફ કર્તવ્ય હતું અને બીજી બાજુ પ્રેમ હતો. અને

પ્રેમ પણ કાંઇ સાધારણ નહોતો. એમાં પણ કર્તવ્યનું સમ્મિશ્રણ હતું. ગુલાબે મ્હારે માટે ઘણું કર્યું હતું. અત્યારે તે અગાઉની ગુલાબ નહોતી રહી. ત્હેણે કોઈ નવીન જીવન જ પ્રાપ્ત કર્યું હતું. અન્ત લગી ત્હેને સાથ આપવાની મ્હેં હૃદયથી પ્રતિજ્ઞા લીધી હતી. પિતાજીનો પત્ર વાંચીને મ્હેં મ્હારી એ પ્રતિજ્ઞાને વધારે દૃઢ બનાવી.

આ સંબંધમાં ગુલાબને મ્હેં પહેલાં કશો ભેદ બતાવ્યો નહોતો. હવે એ બતાવવાની આવશ્યક્તા હતી એટલે હું ગુલાબની પાસે ગયો.

"ઘેરથી આજે એક કાગળ આવ્યો છે, ગુલાબ !" મ્હેં કહ્યું.

"ત્હમને તેડાવ્યા છે ?"

"હા."

"પૂજાને માટે ?"

"હા, અને..."

"અને ?"

"તું સમજી શકે તેમ છે !"

"લગ્ન ?"

"હા."

"ત્હમે જાવ છો ને ?"

"નહીં."

"નહીં." ?"

"ના."

"શા માટે ?

"એ તું શા માટે પૂછે છે, ગુલાબ ! તું એ જાણે છે."

"મ્હારે માટે ! એક વેશ્યાને ખાતર !"

"વેશ્યાને માટે નહીં, ગુલાબને માટે; ગુલાબ, કે જે સંસારભરમાં મને પ્રાણથી યે અધિક પ્રિય છે ત્હેને માટે."

"કેશવ ! મ્હારા તરફ જુઓ !"

મ્હેં ત્હેના તરફ જોયું.

"ત્હમે શું બોલો છો તે ત્હમે જાણો છો?"

"જે મ્હારે કહેવું જોઇએ તે કહું છું."

"એ ત્હમારું કર્તવ્ય નથી. ત્હમારું કર્તવ્ય પિતાની આજ્ઞાનું પાલન કરવાનું છે."

"ત્હારો ત્યાગ કરીને? ત્હને ફરીથી પાપના પન્થે પળવા દેવા માટે?"

"મ્હારી ચિંતા ન કરો, કેશવ! હું તે કોણ?"

"મ્હારે માટે તો સર્વસ્વ."

"પછી શું કરશો?"

"ત્હારી સાથે જઇને ક્યાંક રહીશ—જ્યાં નવીન જીવનની શરૂઆત કરી શકાય ત્યાં."

"અને હું જો સાથે ન આવું તો?"

"તું એમ નહીં કહી શકે. હું જાણું છું કે ત્હારા હૃદયમાં મ્હારે માટે કેવું સ્થાન છે. તું મ્હારી સાથે જરૂર આવીશ. મ્હારી પ્રસન્નતાને માટે. જો આ બાબત થોડાં અઠવાડિયાં અગાઉ પર આવી હોત તો કાંઈ નહોતું પરંતુ હવે આપણે બહુ દૂર ચાલી ગયાં છીએ. ત્યાંથી પાછા ફરવાનું હવે અસંભવિત છે. અન્ત લગી આપણે સાથે જ ચાલીએ એ આપણું કર્તવ્ય છે."

"ત્હમારો એ દૃઢ નિશ્ચય છે?"

"હા."

"જો હું સાથે ન આવું તો ત્હમે ઘેર જશો?"

"ઘેર નહીં જાઉં. તેમ ત્હને છોડીશ પણ નહીં."

થોડી વાર તે મૌન રહી, પછી બોલી. "વારુ. કાલે સવારે આપણે અહીંથી ચાલી નીકળીશું."

"ચાલ, હું ત્હારો સામાન બંધાવું." મ્હેં પ્રસન્ન બની કહ્યું.

" નહીં, ત્હમે ત્હમારો સામાન સરખો કરીને સૂઇ જાઓ, હું મ્હારો સામાન બાંધી લઇશ. " તે બોલી.

" સવારે હું પોતે ત્હને જગાડીશ. "

" રાતે નીંદરભર સૂજો, નહીં તો તબિયત ખરાબ થઇ જશે. "

" સૂઇ તો નહીં શકું, હા. સ્વપ્ન અવશ્ય જોઇશ. આ જીવનના પ્રથમ ભાગની અન્તિમ રાત્રિ છે. "

" હા, ખરેખર અન્તિમ રાત્રિ છે ! " ત્હેણે આહ ભરીને કહ્યું.

" પરંતુ કાલે આપણે માટે કોઇ નવીન પ્રાતઃકાળ ઊઘડશે. નવીન જીવન, નવીન સૂર્ય, નવીન કેશવ, નવીન ગુલાબ. પુરાણી રાત્રિના અંધકાર પછી એ નૂતન દિવસનો પ્રકાશ કેટલો ઉજ્જવળ, કેટલો શુભ, કેટલો પવિત્ર હશે ? "

" રાત્રિના અંધકાર બાદ દિવસ ન પણ ઊગે. કોણ કહી શકે તેમ છે ? " ત્હેણે ઉદાસીનતાપૂર્વક કહ્યું.

" એની ચિંતા ન કર. આ અન્તિમ રાત્રિની થોડી ઘડી તો આપણે સાથે હસીને વિતાવી લઇએ ? "

તે મ્હારી પાસે આવી અને પોતાના મસ્તકને મ્હારા વક્ષઃસ્થળ પર મૂકતાં બોલી: " કેશવ ! ત્હમને વિશ્વાસ છે કે હું ત્હમને પ્રાણથી યે અધિક ચાહું છું ? "

" એમ શા માટે પૂછે છે, ગુલાબ ? "

" ત્હમારા મુખે હું એક વાર એ સાંભળવા માગું છું. "

" મ્હને પૂર્ણ વિશ્વાસ છે. "

" તો આજ પ્રથમવાર, મ્હને પૂરી ભાવનાપૂર્વક પ્યાર કરી લ્યો. " ત્હેણે આર્ત બનીને કહ્યું અને મ્હારા ગળે તે બાઝી પડી.

૭

રાત્રિ વીતી ગઇ અને સવાર પડ્યું. હું ઊઠીને સૌથી પહેલાં ગુલાબના ઓરડા તરફ દોડ્યો. ત્હેનું બારણું અધખૂલું જોઇને મ્હારા

આશ્ચર્યનો પાર ન રહ્યો. ધ્રૂજતા હાથે મ્હેં બારણું ઉઘાડયું : ઓરડો ખાલી હતો. તેમ ત્હેનો સામાન પણ ન હતો. એક બાજુ એક કવર પડયું હતું. મ્હેં એ ખોલ્યું. એમાં મ્હારા નામનો એક કાગળ હતો, મ્હેં આંસુભરી આંખોએ વાંચવા માંડયું:

" કેશવ !

રાત્રિએ મ્હેં કહ્યું હતું કે રાત્રિના અંધકાર બાદ દિવસ ન પણ ઊગે. એ વખતે હું જાણતી હતી કે મ્હારે માટે જીવન હવે કોઇ મહાન રાત્રિ બની જશે, જેમાં પ્રાતઃકાળ ઉઘડવાની કોઇ આશા નથી ત્હમને એનો અર્થ હું સમજાવી શકી નહોતી. મ્હારાથી એ સમજાવવાનું સાહસ ન થયું એટલે આ પત્ર લખી રહી છુ

હું જાઉં છું, સદાને માટે. ત્હમારી સાથે આ જીવનમાં હવે ફરીથી મિલન નહીં થાય, તેમ ત્હમે મ્હારા કોઈ પણ સમાચાર નહીં સાંભળી શકો. હું રાતની વાતોનું ત્હમને સ્મરણ કરાવવા માગું છું, મ્હેં આમ શાથી કર્યું એ બતાવવાને માટે. મ્હેં ત્હમને પૂછ્યું હતું કે ત્હમે ત્હમારા પ્રેમમાં વિશ્વાસ રાખો છો? મ્હેં જે કાંઇ કર્યું છે તે ત્હમારે માટે અને ત્હમારા પ્રેમ માટે કર્યું છે. હું ત્હમને જેટલો પ્યાર કરું છું એનાથી અધિક પ્યાર ભાગ્યે જ કોઇ સ્ત્રી કોઇ પુરુષ પ્રત્યે રાખી શકે. ત્હમે પણ મ્હને ચાહો છો એ જાણીને હું મ્હારી જાતને ખૂબ જ ભાગ્યશાળી સમજું છું. જો પરિસ્થિતિ કાંઇ વિપરિત હોત તો આપણે બન્ને મળીને સુખી જીવન ગાળી શકત, પરંતુ ત્હમને પ્રાપ્ત કરીને હું ગુમાવી રહી છું. એ વિચારે મ્હારું સમસ્ત હૃદય ટુકડે ટુકડા થઇ રહ્યું છે. મ્હારો આત્મા લોહીના આંસુએ રડી રહ્યો છે. છતાં યે મ્હારે આમ કરવું પડે છે. ત્હમને પતનમાંથી બચાવવા માટે, ત્હમારી રક્ષા કરવાને માટે. મ્હારી પાસે બીજો કોઇ ઉપાય જ નહોતો. હું ત્હમને આવી વાતો કરત તો ત્હમારું હૃદય વિદીર્ણ થઈ જાત અને હું એ સહન કરી શકત નહીં.

ત્હમારા ઘરવાળાના પત્રની શંકા મ્હને ઘણા વખતથી હતી અને ત્હમારા પર આટલો બધો પ્રેમ હોવા છતાં યે મ્હેં મ્હારું કર્તવ્ય નક્કી લીધું હતું. જો ત્હમે દૃઢ રહ્યા હોત તો વાત એટલી કઠિન નહોતી પરંતુ ત્હમે મારી પાછળ સર્વ કાંઇ કુરબાન કરવાને તૈયાર છો. ત્હમે મ્હારા માટે ત્હમારું કર્તવ્ય પણ ભૂલી ગયા, હું આ બધું સહન કરી શકતી નહોતી. ત્હમે એક બ્રાહ્મણના પુત્ર છો, સમાજમાં ત્હમારું માન અને સ્થાન છે, ત્હમારે પૂજારીનું પદ શોભાવવાનું છે. હું એક વેશ્યા છું. કલંકની કાલિમા મારા કપાળે એક વાર લાગી ચૂકી છે. સમાજમાં મ્હારે માટે કોઇ સ્થાન નથી. આપણા બન્નેના માર્ગ તદ્દન જુદા છે. પરમાત્માએ આપણને એક બીજાને માટે સરજ્યાં જ નહોતાં. ત્હમારું સ્થાન મન્દિરમાં છે, નહીં કે એક વેશ્યાની સાથે. આવી દશામાં હું ત્હમને કર્તવ્ય અને પ્રતિષ્ઠામાંથી નીચે પાડવાનું કારણ નથી બની શકતી. આપણે બન્નેને એક સાથે રહેવાનો અર્થ ત્હમારે માટે મહાન અન્યાય. ત્હમે એ ત્યાગ કરવાને તત્પર બન્યા એ ત્હમારું સાહસ છે. પરંતુ હું ત્હમારી પાસે એવો મહાન ત્યાગ કરાવવાને યોગ્ય નથી. એટલા માટે હું કોઇ એવા સ્થળે જાઉં છું કે જ્યાં ત્હમે કદાપિ ન મળી શકો. મ્હારું જીવન તો પતિત બન્યું. શા માટે ત્હમારું પણ બને ?

ત્હમે મ્હને ભૂલી જજો. આનંદે ખુશીથી ઘેર જજો. લગ્ન કરજો અને મન્દિરમાંનું જે કાંઈ ત્હમારૂં કર્ત્તવ્ય હોય તે નિભાવજો. હું જાણું છું, કે એથી ત્હમારા હૃદય પર ભારે આઘાત લાગશે. પરંતુ ત્હમે પુરુષ છો એથી દુર્બળતા પર વિજય મેળવવાનો પ્રયત્ન કરજો યાદ રાખજો કે સંસારમાં મનુષ્યને પોતાના જીવન સિવાય બીજાઓનું પણ ધ્યાન રાખવું પડે છે, અને કોઇ કોઇ વાર સ્વયં દુઃખ ઉઠાવી લઇને બાહ્ય જગતને માટે કાર્ય પણ કરવું પડે છે.

મ્હારા તરફની ત્હમે કોઇ ચિંતા ન રાખશો. મ્હેં જે પ્રાયશ્ચિતનું જીવન અપનાવ્યું છે ત્હેને હું નિભાવીશ ત્હમે વિના સંકોચે મ્હારૂં નામ

ઉચ્ચારી શકો ત્યાં સુધી હું લખવા નથી માગતી. છતાં યે હૃદય લખવાને માટે મ્હને વિવશ બનાવી રહ્યું છે. કે હું...ત્હમને...જીવન ભર આવી રીતે જ પ્રેમ કરતી રહીશ. હવે આંખમાંથી આંસુની ધારા વહે છે એટલે અધિક લખી શકતી નથી. કેવળ એટલું યાદ રાખજો કે આ કેવળ કાગળનો ટુકડો નથી પણ એક વેશ્યાનું હૃદય છે, જે હું ત્હમારે માટે મૂકતી જાઉં છું. એથી કદાચ ત્હમને કોઇ વાર ગુલાબનું સ્મરણ થાય.

બસ, વિદાય, કેશવ, પ્રિય કેશવ! ત્હમારી કોઇ-

પતિતા ગુલાબ."

* * *

અત્યારે હું બે વસ્તુનો પૂજારી છું. મન્દિરમાં ભગવાનની મૂર્તિની પૂજા કરૂં છું, ઘરમાં ગુલાબના એ અન્તિમ પત્રની. એ પૂજાથી જેટલો સંતોષ થાય છે એટલો મન્દિરની પૂજાથી નથી થતો, કારણ કે મન્દિરની મૂર્તિમાં મ્હને હજુ સુધી હૃદયનો પત્તો નથી મળ્યો, પરંતુ તે પત્રમાં તો છુપાયેલું છેઃ એક વેશ્યાનું હૃદય!



# લીના



**ભાગીરથીના** ભાવમય તરંગોથી આન્દોલિત વક્ષઃસ્થળ પર એક નૌકામાંથી સંગીતનો અત્યંત મધુર ધ્વનિ સંભળાતો હતો. એમાં હલક હતી, દર્દ પણ હતું. વળી સૂરતાલનું કલાપૂર્ણ મિશ્રણ હતું. કેવળ એટલું જ નહીં, એમાં એથી કાંઈક વિશેષ હતું. એ શું હતું એ હું અનુભવી શકું છું પણ વ્યક્ત કરવાની શક્તિ નથી. કવિની કલ્પનાની મૃદુલ લહરીઓમાં, ચિત્રકારના સર્વ કલાવિધાનમાં અને શ્રાવણની સંધ્યાએ સોહામણા મેઘમંડળને નિરખતી વિરહવ્યથાથી વ્યાકુળ, પોતાના પ્રિયતમના ધ્યાનમાં મગ્ન બનેલી સોળ વર્ષની સુન્દરીનાં મદભર નયનોમાં એવું આકર્ષણ ન હતું, જેટલું એ સંગીતમાં હતું. હું નજીક જ એક બીજી નૌકામાં હતો. મ્હારી સાથે મ્હારી ન્હાની બ્હેન પણ હતી.

સુધાકર નિજ સુધામય કલાધારી સ્નિગ્ધ જ્યોત્સ્ના વર્ષાવી રહ્યો હતો. ચંદ્રિકા જાન્હવીના ચંચળ કલેવર પર કલ્લોલ કરી રહી હતી. ઉપર શુદ્ધ નિર્મળ ગગનમંડળ અને નીચે ચાંદનીનું જળતરંગો સાથે મળી જઈ અદ્દ્ભુત ભાવમય નૃત્ય કરવું: કેવું અનુપમ, કેટલું મનોહર અને કેટલું રમ્ય ! મનમાં વિચારતરંગો જાગવા લાગ્યા. પણ એટલામાં જ એ

તરંગમાલાને ભેદી હૃદયના મર્મસ્થળમાં પેલા રહસ્યમય સંગીતનો ધ્વનિ અથડાયો.

થોડી ક્ષણ બાદ નૌકા કિનારે આવી પહોંચી. અમે બે ય કિનારે ઉતરતાં હતાં. ત્યાં જ એ સંગીતવાળી નૌકા પણ નજીક આવી પહોંચી. મ્હારી બ્હેને બુમ પાડી: "લીના તું અહિં ક્યાંથી ?"

લીના : "કોણ વિમળા ? તબિયત તો સારી છે ને ?"

વિમળા : "હા, પણ ત્હારા શા સમાચાર છે ?"

લીના : "ભગવાન ઇસાની કૃપાથી સૌ આનન્દ જ છે. આ રજાઓમાં તો ત્હેં બહુ વાંચ્યું હશે ખરૂં ને ?"

વિમળા : "ના બ્હેન ! આ ગરમીના દિવસોમાં અભ્યાસ બરાબર થઇ શકતો નથી."

આટલી વાતચીત થયા બાદ અમારો એક બીજાને પરિચય થયો. વિમળાએ લીનાનો મ્હારી સાથે અને મ્હારો લીના સાથે પરિચય કરાવ્યો. લીના મ્હારી બ્હેનની સહાધ્યાયિની હતી અને એણે જ પેલું રહસ્યમય સંગીત ગાયું હતું. એની સાથે એક ઇસાઇ યુવક પણ હતો, અને એનું નામ 'ચાર્લ્સ બર્ટી' હતું.

લીનાનું ખરૂં નામ લાવણ્યમયી હતું. એનો જન્મ પટનામાં થયો હતો; પરંતુ ત્હેના માતાપિતા ગઢવાલ પ્રાન્તનાં રહીશ હતાં. એની માતાનું નામ સત્યવતી હતું. તે કુલીન બ્રાહ્મણકન્યા હતી. એનાં માતાપિતાના અત્યંત લાડકોડથી એનું લગ્ન પાંચ વર્ષની ઉમ્મરે જ કર્યું હતું. સત્યવતીને ત્હેના લગ્નનો કાંઈ હર્ષશોક ન હતો; પરંતુ ત્હેને પોતાના નાના શા લલાટમાં કુંકુમરેખા કરીને અને નાનકડા કોમળ હાથમાં કાચની બંગડીઓ પહેરીને અનહદ આનંદ થતો હતો, પરંતુ દૈવયોગે હજુ જ્યાં એના હાથ અને પગ ઉપરથી મેંદીનો રંગ ઉપટી ગયો ન હતો ત્યાં તો તે વિધવા બની. વૈધવ્યનું ઉગ્ર સ્વરૂપ એની ભયંકર જ્વાળા : યૌવન પ્રફુલ્લિત કામિનીને ભલે

ભયાતુર અને વિદગ્ધ બનાવે. વૈધવ્યની નારકીય યાતના ભલે પતિપ્રાણા પ્રણયપિપાસુ તરુણીઓના હૃદયમાં વસેલા લાલસામય જીવનકુસુમને કરમાવી નાખે, પરંતુ એ બધાનો પ્રભાવ સત્યવતી ઉપર શો પડે ? હજુ ગઇ કાલે જ તે માતાનું દૂધ પીતી હતી. હજુ યે ઢીંગલી સાથે રમતી હતી. હા, હેના હાથ ઉપરની ચૂડિયો તૂટતી જોઇને એના મુખમાંથી ‘ આહ ! ’ ઉદ્‌ગાર નીકળી પડયો : પોતાના સોહાગની ચિંતાથી નહીં, પણ પોતાની ચૂડિઓ તૂટતી જોઇને.

ધીરે ધીરે જીવનમાં દશ વર્ષ વીતી ગયાં. વિધવા સત્યવતી હવે બાલિકા ન હતી. યૌવનની સઘળી સુવાસિતતા હેના મનોભાવના વિકાસથી એના શરીરમાં પ્રસરી રહી હતી, સૌન્દર્યનિધિના હાવભાવભર્યાં તરંગો એના અંગેઅંગમાં ઉછાળા મારતા હતા. એવામાં એનાં સાસરીઆંઓએ હેને તેડાવી, અને તે મહિયરીએથી સાસરીએ સીધાવી. જતી વેળાએ એનો પિતા પોતાની અત્યંત પ્રિય પુત્રીનું સૌભાગ્યશૂન્ય લલાટ જોઇ રડી પડયો. પિતાને રડતો જોઈ સત્યવતીની આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. સત્યવતીની માતા પણ પોતાની વિધવા પુત્રીના કોમળ કપોલ પર અશ્રુધારા જોઇ વિહ્વળ બની. ત્રણે રોઇ રહ્યાં હતાં; પરંતુ જુદા જુદા ભાવથી !

સત્યવતીનાં સાસરીયાં પ્રતિષ્ઠિત અને ધનવાન હતાં. પરિવારમાં વૃદ્ધ સાસુસસરા અને એક દિયર હતાં. દિયરનું નામ મદનમોહન હતું. મદન, મદન સમો જ સુંદર હતો. એનાં અંગે અંગમાંથી કોમળતા ટપકતી હતી. અખંડ બ્રહ્મચર્યથી એની સ્વાભાવિક મનોહર કાન્તિમાં સ્વર્ગીય જ્યોતિ વિલસી રહી હતી. માતાપિતાનો અત્યંત આગ્રહ હોવા છતાં યે એણે આજ લગી લગ્ન કર્યું ન હતું. એમ. એ. પાસ થયા બાદ લગ્ન કરવાનો એનો નિશ્ચય હતો. અત્યારે તે બી. એ.ના પ્રથમ વર્ષમાં હતો.

સત્યવતી રૂપગુણમાં દેવી તુલ્ય હતી. તે નિત્ય પ્રાતઃકાળમાં ઊઠતી અને કોઇના ય ઊઠયા પહેલાં બધાં ગૃહકાર્યથી નિવૃત્ત થતી અને પછી સ્નાનાદિથી પરવારી રસોઈ બનાવતી, અને સાસુ, સસરા અને દિયરને પ્રેમપૂર્વક જમાડી છેવટે તે જમતી. મદન કૉલેજમાંથી પાછો ફરતો તે વખતે ત્હેના હાથપગ ધોવા માટે પાણી લાવી આપતી; અને હેતપૂર્વક જળપાન કરાવતી. મદન એના ગુણો મનમાં ને મનમાં વખાણતો. એને ફક્ત સત્યવતી અભણ હતી એ જ દુઃખ લાગતું હતું. આ વાત ધીરે ધીરે ત્હેને અસહ્ય લાગવા માંડી. તે પોતાના હૃદયના ભાવ વધુ વખત જીરવી શક્યો નહીં; અને એક દિવસે જમતી વેળાએ એણે સંકોચપૂર્વક સત્યવતીને કહ્યું: " આજે મ્હારે ત્હમને કાંઈક કહેવું છે."

સત્યવતી: " તો કોઇપણ જાતના સંકોચ વિના ખુશીથી કહો."

મદન : " હું ત્હમને ભણાવવા ઇચ્છું છું."

સત્યવતીઃ " હું ભણીને શું કરીશ ?"

મદન : " ભણવાથી આત્માને સુખ અને શાંતિ મળે છે."

સત્યવતી : " ભગવાને મ્હારા ભાગ્યમાં જ સુખ અને શાંતિ નથી લખ્યાં તે ભણવાથી કાંઈ ઓછાં જ મળવાનાં છે ?"

મદનનું હૃદય પીગળી ગયું. એની હૃદયતંત્રી રૂદનના ઝણકારથી ગાજી ઊઠી; પરંતુ તે બોલ્યો: " ગમે તેમ હો, પણ ત્હમે ભણો. મ્હારા હૃદયમાં ત્હમને ભણાવવાની તીવ્ર ઇચ્છા છે. ત્હમને મ્હારા સોગંદ છે, જરૂર ભણો."

સત્યવતી: " ત્હમે કોઈ સુશિક્ષિત બાલિકા સાથે લગ્ન કરો. એ ત્હમને કાગળ લખશે. તે પોતાના વાંચનના શૃંગારથી ત્હમારૂં ચિત્ત હરી લેશે. ત્હેની વિદ્યાથી ત્હમારા તૃષિત હૃદયની પ્યાસ બુઝાવશે. હું વિધવા ભણી ગણીને શું કરીશ ? લોકો ફોગટ ઉપહાસ કરશે."

મદન: " ભલે, એ બધી વાત જવા દો. એ બધું હું પરણીશ ત્યારે જોઇ લેવાશે. અત્યારે તો મ્હારી એટલી જ ઇચ્છા છે કે ત્હમે

ભણો. ન ભણો તો ત્હમને મ્હારા સોગંદ છે; અને હું પણ કાલથી કૉલેજમાં જવાનું બંધ કરીશ."

સત્યવતી આગળ કાંઇ જવાબ આપી શકી નહીં. આખરે તે ભણવાને કબુલ થઇ, અને તે દિવસથી ભણવાનું શરૂ થયું. મદન પણ એને ભણાવવામાં એક ચિત્ત બનતો ગયો. સત્યવતીની પ્રતિભા વિલક્ષણ હતી. તે કઠિનમાં કઠિન ગ્રંથો સમજી શકતી હતી. એની તીવ્ર બુદ્ધિ જોઈ મદન પણ ઉત્સાહપૂર્વક એને શીખવતો હતો. રોજ કૉલેજમાંથી આવી તે ચારથી ૭ વાગ્યા સુધી ત્હેને ભણાવતો અને ત્યાર બાદ ભોજન વગેરેથી નિવૃત્ત થઇ રાતના નવથી અગિયાર વાગ્યા સુધી ત્હેને ભણાવતો. આ વખતે મદનની ઉમ્મર ઓગણીસ વર્ષની અને સત્યવતીની ઉમ્મર સત્તર વર્ષની હતી.

બે ય રૂપગુણમાં વિલક્ષણ હતાં. બન્નેની પ્રતિભા તીવ્ર હતી. બે ય જણ ભાવિક હતાં, અને ત્હેમનાં હૃદયમાં સરળતા અને કોમળતા ભરી હતી. આ પ્રમાણે એક પરિવારને બે રત્ન પોતાનાં અપૂર્વ જ્યોતિ વડે પ્રકાશવન્તો કરતાં હતાં. બેયનાં રૂપ ગુણમાં સામ્ય હોવા છતાં યે તેઓ બે જુદાં હતાં. બેયનાં હૃદયમાં એક બીજા માટે સહાનુભૂતિ હતી, સ્નેહ હતો, મોહ હતો, પરંતુ પ્રેમ ન હતો. એકતાની મમતા ન હતી અને ચીરમિલનમાં બંધાઇ સદાને માટે પ્રણયસૂત્રથી જોડાવાની ઉત્કંઠા ન હતી, પરંતુ એ ક્યાં સુધી?

યૌવન અગ્નિ છે અને રૂપગુણ એમાં ઘી અને તૃણવત્ છે. યૌવન એક પ્રમાદકાળ છે અને સૌંદર્ય એમાં ઉન્માદ વધારનારી પ્રેરણા છે. એ બેયનું મિલન ભયંકર છે; છતાં યે એ ભયંકરતામાં માધુર્ય છે. બન્નેનો સંગમ અગ્નિતુલ્ય છે, છતાં યે એ અગ્નિમાં એક પ્રકારની શીતળતા છે. એક દિવસ રાત્રિને સમયે મદન પોતાના ખંડમાં બેસી સત્યવતીને એક ભાવપૂર્ણ કાવ્ય શીખવતો હતો. એના મુખ ઉપર શીખવતી વેળા એટલો સુંદર ભાવ હતો કે સત્યવતી એના મુખમંડળની અદ્ભુત કાન્તિ નિરખવામાં કવિતાને ભૂલી ગઈ.

એના મગજમાં કોઈ અન્ય કવિતા જ રચાઈ રહી હતી. એને લાગ્યું કે મદન અનંગની સમસ્ત પુષ્પવિમોહિની નાટ્યલીલાથી એના મર્મસ્થળમાં પ્રવેશી રહ્યો હતો. ગઢવાલ પ્રદેશની સકળ વિચિત્ર પ્રાકૃતિક છબિ–લીલાં હરિયાળાં ઉપવનો, હાવભાવપૂર્વક ડોલતી વનલતિકાઓ, દૂર પ્રાન્તમાં જણાતી નૈસર્ગિક ઝરણાંઓની રજતધારાઓ, પુષ્પોનો અનુપમ વિકાસ : અને મનહર સુગંધિ : આ બધું સત્યવતી અહર્નિશ નિરખતી હતી, અને એ નિરખી નિરખીને ઉદ્દીપન ભાવની ઉન્માદિની પ્રેરણાથી પોતાના પૂર્ણવિકસિત યૌવન અને એ યૌવનમાં છૂપાયેલા પોતાના હૃદયપ્રાન્તની પ્રાકૃતિક મદમત્તતાને અનુભવતી હતી. યૌવનની ઉદ્દીપ્તિમાં પ્રકૃતિની પ્રત્યેક ચીજ હૃદયમાં કોઈ વસ્તુને કાજે ઉત્કંઠાભરી લાલસાની સૃષ્ટિ રચે છે. એ લાલસા કેટલી મધુર, કેટલી કોમળ, કેટલી સુંદર અને કેટલી મૃદુ હોય છે એ સૌ સત્યવતી સમજતી હતી. એ યૌવનની ઉચ્ચતમ મૂર્તિ હતી. રૂપોદ્યાનની એ એક અનુપમ પ્રફુલ્લ કલિકા હતી. એ રતી દેવીની સકલ જ્યોતિર્મયી વિભૂતિ હતી. એની પ્રતિભા વિલક્ષણ હતી. એને માનવ પ્રકૃતિનું સંપૂર્ણ જ્ઞાન હતું. એ યૌવનના ઉન્માદકારી ભાવોથી અજ્ઞાત જ હતી. આમ હોવા છતાં યે મદનનો અતુલ વૈભવ : એનું અનુપમ સૌંદર્ય : એની સુંદર કાન્તિ : એના બ્રહ્મચર્યની દિવ્ય પ્રતિમા અને એની ગંભીર વિદ્વતા : આ સૌ એની દ્રષ્ટિ સમીપ હંમેશાં રમતાં હતાં. સત્યવતી–અભાગિની સત્યવતી–એ પોતાના પૂજ્ય પતિનું મુખ પણ જોયું ન હતું : જેની સ્મૃતિ કદાચિત એના વૈધવ્યની અત્યંત કઠોર સાધનાના બંધ દ્રઢ કરતી. આ સ્થિતિમાં એનાં મદન પ્રતિ ઉત્કંઠિત હૃદયમાંથી સંગીતના મૃદુ ઝંકાર ગાજી ઉઠે તો એમાં એનો શો દોષ? એ તો માનવસ્વભાવ છે, અને માનવસ્વભાવ હોવા છતાં યે સૂર્યના પ્રકાશ અને ચંદ્રની સ્નિગ્ધતા સમું સત્ય છે! તે સમજવા છતાં યે આજે પોતાના હૃદયમાં પ્રવેશનાર સંયમના સૌ

ભાવને રોકી શકી નહીં; અનાયાસે જ એને જણાયું કે મદન એને ત્હેના તરફ આકર્ષી રહ્યો હતો! તે મદનના મિલનના માર્ગે જઇ રહી હતી; શારીરિક ગતિએ નહીં; માનસિક પ્રબળતાની પ્રેરણાથી! સ્થૂળ શરીરથી નહીં પણ ભાવિકતાના સૂક્ષ્મ માર્ગથી! આ માર્ગે શું હળાહળ ભર્યું હતું? જો હોય તો એ વિષમાં અમર કરવાની શક્તિ હતી! શું એ માર્ગે મૃત્યુ હતું? જો હોય તો એ મૃત્યુમાં એક સુખદ જીવનની નવીન સૃષ્ટિ હતી! શું એ માર્ગમાં નિરાશા હતી? જો હોય તો એ નિરાશામાં આશાની એક નૂતન મત્ત આકૃત્તિ હતી! વસ્તુત: મદનનો માર્ગ અત્યંત સુન્દર હતો!—"આહ! મદન! શું ત્હારી એ સ્વર્ગીય છબિનો: ત્હારી એ અગાધ વિદ્વતાનો: અને ત્હારા મદભર યૌવનનો ઉપભોગ વિધવા સત્યવતીના ભાગ્યમાં લખાયો છે?"

સત્યવતીની આ વિચારપરંપરા હતી; અને એ પ્રવાહમાં તે મદનના ભણાવવાને તથા પોતે શીખતી હતી તે કવિતાને ભૂલી ગઇ હતી. એ તો કેવળ એક—એક જ અભેદ્ય દૃષ્ટિએ એનું મુખમંડળ નિરખી રહી હતી. મદને એના તરફ દૃષ્ટિ કરી, એમાં ભાવ, કરૂણા, પ્રેમ, પ્રમાદ અને ઉત્કંઠા હતાં. તે સમજી ગયો. સત્યવતીના નિસ્તબ્ધ ભાવે એના અન્તઃકરણમાં ભયંકર કોલાહલ મચાવી દીધો. એની ઘણા દિવસોની કઠોર શુષ્ક તપશ્ચર્યામાં આજે પ્રણયનો સુમધુર સ્રોત વહેવા લાગ્યો; છતાં યે એણે પોતાને સાચવી લઇ સત્યવતીને પૂછ્યું: "ત્હમને આ કવિતા સમજાઇ?"

સત્યવતી નિરુત્તર રહી. મદને ફરીથી પ્રશ્ન પૂછ્યો, આ વખતે સત્યવતીમાં ચેતના આવી અને તે બોલી: "શું?"

મદન: "ત્હમારૂં ધ્યાન ક્યાં હતું?"

સત્યવતી: "ક્યાં ય નહીં, હું તો સાંભળતી હતી."

મદન: "શું?"

સત્યવતી: "ત્હમે શીખવતા હતા તે."

મદન : "હું શું શીખવતો ?"

સત્યવતી : "આ કવિતા."

મદન : "ક્યાં આગળથી ?"

સત્યવતી ; "આ ઘરમાં બેસીને."

મદન : "હું એમ નથી પૂછતો કે હું ત્હમને હિમાલય પહાડ ઉપરની કોઈ ગુફામાંથી ભણાવતો હતો કે રાજપ્રસાદમાંથી. હું તો એમ પૂછું છું કે આ કવિતાનું કયું ચરણ હું શીખવતો હતો ?"

સત્યવતી : "છેલ્લું ચરણ."

એટલામાં મદને હસતાં હસતાં સત્યવતીના કોમળ ગાલ પર એક ધીમી થપાટ મારીને કહ્યું : "હું ત્હમારો શિક્ષક છું. ભણવામાં કાંઈ ભૂલ કરી છે તો માર પડશે, સમજ્યાં ?"

મદનના સ્પર્શથી સત્યવતીના સમસ્ત શરીરમાં કોઇ અવનવો વિદ્યુતપ્રવાહ ફેલાઇ ગયો. એનો ચ્હેરો રકતપૂર્ણ થઇ ગયો. એણે મનમાં જ કહ્યું : "મ્હારા પ્રિય શિક્ષક ! આજથી જ નહીં; પરંતુ ઘણા દિવસ પહેલાંથી જ ત્હમે મ્હને પ્રણયદીક્ષા આપનાર ગુરૂદેવ છો !"

તે દિવસનો અભ્યાસક્રમ પૂરો થયા બાદ સત્યવતી પોતાના ઓરડામાં ચાલી ગઇ. મદન પણ પોતાને સ્થાનેથી ઊઠીને ઓરડામાં ફરવા લાગ્યો. બન્નેના હૃદયમાં એક પ્રકારનું તોફાન મચી રહ્યું હતું. યત્ન કરવા છતાં યે ત્હેમને ઉંઘ ન આવી. જે આંખમાં પ્રણયની ઉન્માદકારિણી નૃત્યલીલા થઇ રહી હોય એ આંખમાં નિંદનું સ્થાન ક્યાંથી હોઇ શકે ? પાસાં બદલતાં બદલતાં બેઉ જણે રાત્રિ વ્યતિત કરી.

નિત્યનું વાંચન–લેખન કાર્ય પ્રથમની માફક ચાલુ જ હતું: પરંતુ બન્નેના ભાવ પ્રથમ જેવા ન હતા. હવે સત્યવતી મદનનાં તિરછાં ભ્રૂયુગલ અને દન્તપંકતાવલિના અનન્ત શોભાવારિધિમાં ડૂબતી. મદન જે અત્યાર લગી સંસારના હાવ ભાવભર્યાં સૌન્દર્યથી વંચિત હતો, તે હવે પ્રમદાના પ્રણયપ્રમાદભર્યાં મદભર નયનોનાં

તીક્ષ્ણ કટાક્ષશરથી વીંધાઇ ઉન્મત્ત બનતો હતો. એક દિવસ, બે દિવસ, ચાર દિવસ એમ અનેક માસ વીતી ગયા. હવે બન્નેનાં હૃદય ભરાઇ આવ્યાં હતાં, પરંતુ હજુ યે શીલસંકોચનો દુર્બળ બંધ વચમાં ઊભો હતો. કુમુદિની ચન્દ્રમાંની જ્યોત્સ્નાનો સ્પર્શ કરવાને વ્યાકુળ બની; અને મયૂર સઘન ઘનને નિરખી મિલનલાલસાથી નૃત્ય કરવા લાગ્યો. સત્યવતી મદન પર મરી રહી હતી. મદન સત્યવતી કાજે સર્વ કાંઇ કના કરવાને તૈયાર હતો.

ભાદ્રપદની કૃષ્ણપક્ષની અંધકારમયી અર્ધ રાત્રિનો સમય હતો. વર્ષાદ મૂશળધાર પડતો હતો. ઘનઘોર આકાશમાં કોઇ કોઇ વાર ચપલા ચમકારા મારી મેઘમંડળમાં વિલીન થઈ જતી હતી. સત્યવતી અને મદનના હૃદયાકાશમાં પણ લાલસાની વિજળી ઝબકારા મારી નિરાશાની સઘન મેઘપંક્તિઓમાં લુપ્ત થઇ જતી હતી. મદન વિચારમાં હતો: "નિરાશા શા માટે? સત્યવતી વિધવા છે, માટે મ્હારે શું નિરાશ થવું? તે વિધવા છે ત્હેમાં શું થયું? એણે અભાગિનીએ કદાપિ પતિનું મુખ પણ નથી જોયું! તે નિર્દોષ કુસુમ સમી શુદ્ધ અને અગ્નિ સરખી પવિત્ર છે. મ્હારૂં પણ લગ્ન નથી થયું. આ સ્થિતિમાં હું એનું પાણિગ્રહણ કરૂં તો શું ખોટું? હજુ અમે યૌવનના પૂર્ણ વિકાસને પણ નથી દીઠો. હજુ અમને આ પ્રણયપૂર્ણ સંસારના એક પણ સુખનો ઉપભોગ કરવાનો અવસર નથી મળ્યો, હજુ અમારી આશાકલિકા જરા યે વિકસી નથી. પછી નિરાશા શા માટે? આ સુખમય જીવન સાથે વિરાગ શો? સત્યવતીનું આલિંગન, સત્યવતીને મ્હારા બાહુપાશમાં સદાને માટે બાંધી લેવી, એનાં પ્રણયઅંચલમાં આ અનન્ત જીવન પર્યન્ત છૂપાઈ રહેવું: એ બધાંમાં શું પાપ છે? નહીં, એ તો જીવનનું મધુર સ્વરૂપ છે. એ સ્વર્ગનું શુભ પ્રતિબિંબ છે. શું સત્યવતીની પ્રણયદીપશિખા મ્હને ભસ્મ કરી એને પોતાને પણ ભસ્મ કરશે? હા, એમાં અમારા બેયની જૂદાઇ અવશ્ય બળીને ભસ્મ થશે, અને એ ભસ્મમાંથી

અમારી એકતાના નવીન જીવનનો એક કોમળ અને નવો અંકુર ફૂટી નીકળશે. હું સર્વ મુશ્કેલીઓની સામે થઈને એની સાથે લગ્ન કરીશ. સમાજ અમારા બેયનું લગ્ન ભલે ન કરે: પરંતુ પરમાત્માની સાક્ષીએ, પ્રણયની પવિત્ર વેદી પર અને ઉત્સર્ગની સમસ્ત શક્તિ દ્વારા અમે એકબીજાં લગ્નગ્રન્થિથી જોડાઈશું. સમાજ અમને ભૂલે ધિક્કારે : અમને એની પરવા નથી. હું સત્યવતીને કાજે સ્વર્ગની આશા પણ જતી કરી શકું છું. ખુદ સત્યવતી જ સ્વર્ગ છે, તો પછી સ્વર્ગની ખાતર સ્વર્ગની આશા શા માટે તરછોડી દઉં? આટલું વિચારતાં તે સત્યવતીના મુખ તરફ જોવા લાગ્યો. ત્યાં સ્વાગત સન્માનના સકળ ભાવ ભર્યાં હતા. તે પોતાની જાતને વિશેષ સંભાળી શક્યો નહીં. હાય! પ્રણયની ઉન્માદિની રમણીનાં મદભર્યાં નયનોનાં આહ્વાન આગળ પુરુષ–દુર્બળ પુરુષ–ક્યાં સુધી ટકી શકે? તે બોલી ઊઠ્યો : "સત્યવતી!"

સત્યવતી : "કહો, શું છે?"

મદનનું ગળું રૂંધાઈ ગયું, પણ મહા મહેનતે તે બોલ્યો: "સંસારમાં ત્હમે સૌથી અધિક કોને માનો છો?"

સત્યવતી : પરમાત્માને."

મદન : "મ્હને નહીં?"

સત્યવતી : "ના."

મદન : "શા માટે?"

સત્યવતી : "મ્હારી જેવી ઇચ્છા."

મદન : "સત્યવતી! મ્હારા પર દયા કર!"

સત્યવતી : "શું ત્હમે લૂલા, લંગડા કે અપંગ છો કે હું ત્હમારા પર દયા કરૂં?"

મદન : "નહીં સત્યવતી! સર્વ કાંઇ હોવા છતાં યે હું નિરાધાર છું. પ્રણયહીન જીવને મ્હને શૂન્ય બનાવી દીધો છે."

સત્યવતી : "કેટલા યે માણસો હંમેશાં ત્હમારૂં માગું કરવા આવે છે, તો શા માટે ત્હમે એમાંથી એકની કન્યા પસંદ કરી લગ્ન નથી કરતા ?"

મદન : "હું ત્હારા સિવાય અન્ય કોઇ બાલા સાથે લગ્ન કરી શકીશ નહીં."

સત્યવતી : "શા માટે ?"

"મદન : "હું ત્હને ચાહું છું."

સત્યવતી : "એમાં શું થયું ? બીજી બાલિકા સાથે લગન કરવા છતાં યે ત્હમે મ્હને ચાહી શકો છો. ત્હમારો પ્રેમ સાચો જ હશે, તો સદા યે એક સરખો જ રહેશે."

મદન : "તો શું ત્હારા પ્રેમમાં આજીવન વિદગ્ધ રહી, બીજી બાલિકાને કેવળ કામવાસનાની તૃપ્તિ અર્થે ઘરમાં સદા યે બેસારી રાખું ?"

સત્યવતી : "એ કાંઇ નવાઇની વાત નથી. સમાજમાં હંમેશાં લાખ્ખો નવયુવકોના શિર પર આવી જ આફતો વરસી રહી છે. તેઓ અન્ય કોઈ બાલિકાના પ્રેમમાં ઝુરતા રહે છે અને એમને પનારે કોઇક બીજી જ બાલિકા આવી પડે છે."

મદન : "તો હું શા માટે અન્ય બાલિકા સાથે લગન કરી એનું જીવન વ્યર્થ નષ્ટ કરૂં ?"

સત્યવતી : "એ તો આપણા સમાજનું પ્રાથમિક શિક્ષણ છે. પુરૂષોને માટે સ્ત્રીઓને દગો દેવો, એમને પગ તળે ખુંદી દેવી, એમને કેવળ પાશવિક ઇચ્છાઓની પૂર્તિઓનું સાધન બનાવવું એ જ ધર્મ મનાય છે."

મદન ; "કદાચ હું કોઇ અન્ય બાલિકા સાથે લગ્ન કરી લઉં; પરંતુ વિવાહ થયા પહેલાં એને જોવાનો તથા એની સાથે વાત કરવાનો અવસર જ મ્હને ન મળે. આ સ્થિતિમાં કદાચિત્ તે

બીજા કોઈ નવયુવકને મ્હાતી હોય તો શું મ્હારી સાથે એનું યે આખું જીવન નષ્ટ કરી નારકીય બનાવું!"

સત્યવતી: "એ પણ જૂની વાત છે. સમાજમાં એવી લાખ્ખો બ્હેનો છે, કે જેમણે પોતાનું હૃદય કોઇને અર્પણ કરેલું હોય અને છતાં યે સમાજની સ્વેચ્છાચારિતા એમને અન્ય પુરૂષના જીવન સાથે જકડી બાંધે છે; અને પછી એને માટે અકાળ મૃત્યુ સિવાય અન્ય કોઇ માર્ગ રહેતો નથી."

મદન: "પરંતુ હું સમાજની એ સ્વેચ્છાચારિતાને માનવા તૈયાર નથી. હું સમાજના એ ભયંકર અત્યાચારની વિરૂદ્ધ બંડ ઊઠાવીશ. હું જાણું છું કે એ કઠિન અને દુર્ગમ છે, પરંતુ મ્હારી દૃષ્ટિ આગળ સમાજ દ્વારા કચડાયેલા હજારો અને લાખ્ખો નવયુવકો અને તરૂણીઓની 'આહ' તરવરે છે. એ 'આહ' પ્રભુનું આસન પણ ડોલાવી મૂકશે! પરંતુ તું મ્હારામાં મળી જા: મ્હને અપનાવી લઇ, તું મ્હને પૂર્ણ શક્તિમાન બનાવી દે!"

સત્યવતી: "પણ એ કેમ બની શકે? હું તો વિધવા છું."

મદન: "તું ચ્હાય તેવી હો. સંસારની સઘળી બુરાઇઓ ત્હારામાં ભરેલી હોય તો યે શું? મ્હને એવી પરવા નથી. હું તો ફક્ત એ જ જાણું છું કે મ્હારું હૃદય ત્હારે માટે રડી રહ્યું છે, અને ત્હારા વિના હું જીવી શકીશ નહીં."

સત્યવતી: "મ્હારે લીધે સમાજ ત્હમારો બહિષ્કાર કરશે ત્હેનું શું?"

મદન: "કાંઇ ફિકર નહીં. સમાજ તો શું પરંતુ ત્હારે ખાતર સ્વર્ગનો ત્યાગ પણ હું હસતાં હસતાં કરી શકીશ. ફક્ત એકવાર, ઓહ! એક જ વાર તું કહે, શું તું મ્હને ચ્હાએ છે? મ્હારી થઇને તું રહી શકશે?"

આ વખતે સત્યવતી કાંઈ બોલી શકી નહીં. એણે જોયું કે પુરૂષને ઉન્મત્ત કરનાર રૂપમાં એની સર્વ શક્તિ લીન થઇ ગઇ

હતી. તે પોતે મદનથી ક્ષણભરને માટે પણ વિખુટી નહીં થઇ શકે એમ ત્હેને લાગ્યું. એની આંખો નીચી ઢળી ગઇ! એનું મુખમંડળ રક્તવર્ણ થઇ ગયું. તે કાંઇ બોલી શકી નહીં. સંયમનો અત્યંત પ્રબળ બંધ તૂટી ગયો હતો. એની રક્તરંજીત નિસ્તબ્ધ મુખકાન્તિ મદનની માગણીના સ્વીકારસૂચક જણાતી હતી. એ જોઇ મદનનું મુખ અનિર્વચનીય પ્રતિભાથી ચમકી ઊઠ્યું. તે બોલ્યો: "હું ત્હારો હસ્ત સ્વીકારૂં ?"

સત્યવતીએ પોતે જ પોતાનો મંજુલ કર મદનના હસ્તમાં મૂક્યો. તે પોતાની સ્વાભાવિક લજ્જા વધુ વખત જીરવી શકી નહીં. એણે પોતાનું સુન્દર મુખ મદનના વિશાળકાય હૃદયપ્રાન્તમાં છૂપાવી દીધું. શું આ પાપપૂર્ણ રજની હતી? શું આ માનવપ્રકૃતિની દુર્બળતા હતી? નહીં, એ તો પ્રણયપન્થનું વિમળ, શુભ્ર અને અરૂણ પ્રભાત હતું! એ તો માનવીની ભાવનાઓના વાસ્તવિક સ્થિતિનું સત્ય સ્વરૂપ હતું! એ તો પ્રણયમન્દિરમાં જીવનનો અને જીવનની સર્વ મોહકતાનો શાન્ત, ગંભીર, પ્રબળ, અને પુનિત ઉત્સર્ગ હતો!

× × ×

ઉપરોક્ત ઘટનાને લગભગ બે વર્ષ વીતી ગયાં હતાં. સત્યવતી અને મદન બેયની ઇચ્છા સમાજમાં રહીને લગ્ન કરવાની હતી; પરંતુ સમાજમાં રહી તેમ બનવું અશક્ય હતું. એનું પરિણામ અન્ય અવસરે આવે છે એવું જ આવ્યું. મનુષ્ય આખરે મનુષ્ય જ છે, અને એનામાં માનવી દુર્બળતાઓ હોવી એ પણ આવશ્યક છે. સત્યવતીના પગ ભારે થયા. એના ભાઇ ભાંડુ અને સગાંવ્હાલાંઓએ સર્વ હકીકત જાણી. ચારે તરફ હોહા મચી રહી. જળઘાટે સ્ત્રીઓમાં પણ એ વાત ચર્ચાઇ રહી. સમાજના અત્યાચારને કારણે જે ઘટના બની હતી એની સઘળી જવાબદારી સમાજ પર જ હતી. એને-સમાજને-એની શી ચિન્તા? એને તો આ ઘટનાએ પોતાની ક્રૂરતા પૂર્ણ સ્વરૂપે દાખવવાનો અવકાશ આપ્યો હતો.

આખરે સત્યવતીને ઘરમાંથી કાઢી મૂકવામાં આવી. મદન પણ એની સાથે જવાને તૈયાર થયો. લોકોએ કહ્યું: " એ તો સ્ત્રી છે અને ભ્રષ્ટ થઈ છે. પુરૂષ તો સદાસર્વદા શુદ્ધ જ રહે છે. જેમ ગંગાજીના જલમાં મેલ પડવા છતાં ય તે પવિત્ર જ રહે છે, તેમ પુરૂષ જો કોઇ કુલટાના સંસર્ગમાં આવે તો પણ તે હંમેશાં પવિત્ર છે. સત્યવતી કુલટા છે. એને ઘર બ્હાર જવા દો. ત્હમે એની પાછળ શા માટે જાઓ ? જેણે જેવાં કર્મ કર્યાં હોય ત્હેને તેવાં ફળ ભોગવવાં પડે. ક્યાં ય પુરૂષને ઘર બ્હાર કાઢવાનું સાંભળ્યું છે ? " ઇત્યાદી.

પણ મદન પર આ સૌ તર્કોનો કાંઇ પ્રભાવ ન પડ્યો. તે તો સત્યવતીની સાથે જ જવાને તૈયાર થયો હતો. પુત્ર ગમે તેટલો કપૂત હોય છતાં યે તે પુત્ર છે અને એટલા માટે પિતામાતાની વાત્સલ્યપૂર્ણ દ્રષ્ટિમાં એ કુરૂપ વસતી નથી. વળી મદન તો ત્હેના માતાપિતાનો એકનો એક જ પુત્ર હતો, પણ ત્હેની—મદનની ખાતર સત્યવતીને પોતાના ઘરમાં રાખવાનું સાહસ ત્હેમનાથી ન થયું. વૃધ્ધ જીવનનો આધાર—એમનાં હૃદયની સર્વ લાલસા—એમનો એકનો એક પુત્ર—સદાને માટે એમની વિદાય લઇ માર્ગના કાંકરા વીણવાને ચાલ્યો જાય છે. એમનું કાળજું ચીરાવા લાગ્યું. એમની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં ચારે તરફ અન્ધકાર છાઇ રહયો; પરંતુ હાય ! તેઓ સત્યવતીને પોતાના ઘરમાં ન રાખી શક્યાં. એવી સમાજની આજ્ઞા હતી. તેઓ સમાજની પ્રતારણાઓના દુઃખને પુત્રવિયોગના દુઃખથી અધિક લેખતા હતા. હિન્દુ સમાજના દોષોને જ કારણે એના જ નિર્ણયથી પિતામાતા પુત્રથી અને પુત્ર પિતામાતાથી વિખૂટા થઇ રહ્યા હતા એમાં કોઇનો ઉપાય ન હતો સમાજની મમતાની ખાતર માતાપિતાને પોતાના પ્રિય પુત્રની મમતા મૂકવી પડી. અન્ધારી રાત્રિની નિસ્તબ્ધ નિરવતામાં મદન અને સત્યવતીને પોતાના પૈતૃક ગૃહને, પોતાના સુન્દર ભાવની ક્રીડાભૂમિને, પોતાનાં મિત્ર પરિવાર અને સર્વ કુટુંબીજનોને સદાને માટે ત્યાગવાં પડયાં ! પણ હાય !

એ સૌને ત્યાગવા છતાં યે એમની દાહક સ્મૃતિ એમની દૃષ્ટિ આગળ સદા યે તરવરતીઃ અને લાખ્ખો પ્રયત્નો છતાં યે એ ન ભૂલાતી !

ગઢવાલનું પ્રાકૃતિક ઉપવન અને ત્યાંના વિશુદ્ધ વાયુમંડળનો ત્યાગ કરી, તેઓ પટનાના ગંદા શહેરમાં જઈ પહોંચ્યાં. મદનને મહા મહેનતે માસીક વીસ રૂપિયાની નોકરી મળી. સવારના દસથી સાંજના છ વાગ્યા સુધી તે ઑફિસમાં કામ કરતો; અને સાંજના થાક્યોપાક્યો ઘેર આવતો: પરંતુ તે જીવનની આવી કઠિનાઈઓથી જરા યે અધીર ન થયો. એની સાથે સત્યવતી હતી. તે એનું મુખ જોઈને સૌ કાંઈ વિસરી જતો. આવી રીતે પ્રણયની મનોહારિણી કુંજમાં એક જ વૃક્ષમાં બે પુષ્પ ખીલ્યાં; અને વિકસિત થઈ રહ્યાં હતાં. એટલામાં દુર્ભાગ્યની વિજળી એકદા પ્રચંડ સ્વરૂપે પ્રકટી, અને પરિણામે એમાંનું એક પુષ્પ કરમાઈ જમીન પર પડ્યું. બીજા પુષ્પે પ્રથમ દાખવેલ માર્ગનું અનુકરણ કરવા ઈચ્છ્યું, પણ હાય ! મનુષ્ય ધારે છે કાંઈ અને વિધિ કરે છે કાંઈ !

બાકરગંજમાં કોલેરા પ્રચંડ સ્વરૂપે ફાટી નીકળ્યો હતો. એકાએક મદન એનો ભોગ થઈ પડ્યો અને બાર કલાકમાં તો તે આ અસાર સંસાર ત્યાગી ચાલતો થયો. સત્યવતીને ચારે તરફ અંધકાર જ જણાવા લાગ્યો. મદન જ એના જીવનનો એક માત્ર આધાર હતો. મદનની ખાતર જ એણે ગઢવાલની અત્યંત પ્રિય જન્મભૂમિ, કુટુંબ-પરિવાર, અને સંસારનાં સર્વ સંબંધ ત્યાગ્યા હતા. મદનની જ અનન્ત મધુર કાન્તિ નિહાળી તે સંસારનાં સર્વ દુઃખોને વિસરી જઈ આનન્દસરમાં ઝુલતી હતી; પણ હાય ! નિષ્ઠુર વિધિએ મદનને એની પાસેથી છીનવી લીધો. સત્યવતી આત્મહત્યા કરી મદનનો સંગાથ કરવા તૈયાર થઈ; પરંતુ અફસોસ ! પોતાની નવજાત બાલિકાનું ધ્યાન અને એના પ્રતિનું વ્હાલ, માતૃહૃદયનો વાત્સલ્ય ભાવ, એને આત્મહત્યા કરતા અટકાવતો હતો. એણે બાલિકાની ખાતર જીવિત રહેવાનો નિશ્ચય કર્યો.

પરંતુ બાલિકાને માટે જીવતાં રહેવાનું એટલું મુશ્કેલ હતું એથી વધુ મુશ્કેલ એ બાલિકાનો તેમ જ પોતાનો નિર્વાહ ચલાવવાનું હતું. સત્યવતી કુલીન ઘરની પુત્રી અને વધૂ હતી. એણે કદાપિ મજુરી કરી ન હતીઃ અને કદાચ તે પોતાનું આત્મસન્માન ગુમાવી મજુરી કરવાને તૈયાર થાય તો મજુરી કર્યા મળશે એનો એનો ખ્યાલ ન હતો. કેવળ એટલું જ નહીં, પરંતુ એના જીવનમાર્ગમાં બીજાં વિઘ્નો અસંખ્ય હતાં. પોતે યૌવનને આરે હતી અને વળી અસીમ રૂપલાવણ્ય હતું. એને એ કયાં મૂકી આવે? કદાચ એ મજુરી કરવા જાય તો સમાજના કેટલા યે નરપશુઓ એનું સતીત્વ નષ્ટ કરવાને તૈયાર ન થાય શું? આ દશામાં તે શું કરે? બાળકીના અને પોતાના નિર્વાહને અર્થે એ કોઈ અન્ય પુરૂષનો આશ્રય લે? આહ! એ વિચાર અત્યંત ભયંકર હતો. એના હૃદયના એક ખૂણામાંથી એક અવાજ ઊઠતો હતો : "શું મદનને ભૂલી શકાશે? શું એના મધુર પ્રેમને અને સૃષ્ટિની સર્વ સુધામયી સંગીતની એની સ્મૃતિયોને પાપાગ્નિમાં ભસ્મ થવા દઇશ? ઓહ્! એ કેમ બને?"

આવી વિચારપરંપરામાં ત્રણ દિવસ વીતી ગયા. સત્યવતીના મુખમાં અન્નનો એક દાણો ય ગયો ન હતો. એને પોતાની ચિંતા તો લેશ પણ ન હતી. પરંતુ હાય! એની પ્રિય કોમળ બાલિકા—મદનનું એક માત્ર સ્મૃતિચિન્હ—એ પણ ભૂખથી રિબાતી હતી. સ્તનમાં દૂધનું એક ટીપું યે ન હતું. અને એ ક્યાંથી હોય? અન્ન પેટમાં ગયું હોય ત્યારે ને? આખરે એણે મજુરી કરી પેટ ભરવાનો નિશ્ચય કર્યો. બીજે દિવસે સવારે તે મજુરી કરવાને નીકળી પડી, તો ત્હેને તદ્દન અપરિચિત સ્થાન, અપરિચિત લોકો અને અપરિચિત વ્યવસાય જણાયા. હાય! તે કયાં જાય? હૃદયમાં હામ બીડી તે ચાલવા લાગી. બદમાશોની નજર એના તરફ પ્રતિ ક્ષણે ખેંચાતી હતી. લોકો એને જોઇને અંદર અંદર વાતચિત કરતા હતા. આ બધું એને અસહ્ય હતું; છતાં યે હિંમત ધરી તે આગળ

વધી. સામે મવાલીઓની એક ટોળી જતી હતી. તેઓ સત્યવતીને જોઇ અશ્લીલ કવિતાઓ ગાવા લાગ્યા; એટલું જ નહીં, પરંતુ એમાંનાં બે ચાર તો એની પાછળ પડ્યા. એકે પૂછ્યું: "ક્યાં જાઓ છો તમે?" સત્યવતી પ્રથમથી જ ધિક્કારની મારી બળી રહી હતી, એમાં ઉપરોક્ત પ્રશ્નથી ઉન્મત્ત બની. એણે ક્રોધ અને તિરસ્કારભરી દૃષ્ટિએ બૂમ મારી કહ્યું. "તહમારે ત્હેની શી પંચાત?"

બીજાએ કહ્યું : "અમે તહમને મદદ કરવાને આવ્યા છીએ. અમારી સાથે આવશો ને?" આવી આવી વાતો સત્યવતીને કાજે અસહ્ય હતી. તે ક્રોધથી દાંત પીસવા લાગી. એની દ્રષ્ટિ આગળ મદનના મૃત્યુથી માંડીને અત્યાર સુધીની અસહાય સ્થિતિનું સંપૂર્ણ ચિત્ર ખડું થયું. એને રડવાની ઘણી ઘણી ઇચ્છા થઇ આવી: પરંતુ તેમ ન કર્યું. રડવાથી એની દુર્બળતા જણાય, અને એનો અનુચિત લાભ મવાલીઓ ઉઠાવે. મવાલીઓ પોતાનો પીછો નહોતા છોડતા એ જોઇને તે સીધી પોતાના મકાન તરફ પાછી ફરી. ઘરમાં દાખલ થઈ બારણાં બંધ કર્યાં અને રડાય તેટલું રડીને સંતપ્ત ચિત્તની જવાળા શાંત કરી.

રોઈ રહ્યા બાદ જ્યારે એનું હૃદય કાંઇક શાંત થયું ત્યારે એની આગળ પોતાના નિર્વાહનો પ્રશ્ન પાછો ખડો થયો. આજ ચાર દિવસથી એણે કાંઇ ખાધું ન હતું ભૂખની જ્વાળાથી તે ભસ્મ થઈ રહી હતી. એની એક માસની નાની પુત્રી પણ ધાવણ ન મળવાથી મરણતુલ્ય થઇ હતી. મદનના મૃત્યુ બાદ સકળ સંસાર, એને સંતાપ અને ગ્લાનિભર્યો લાગતો હતો. તે ગંભીર વિચારમાં પડી. ઘણા વિચારને અન્તે અચાનક એના મુખ ઉપર દિવ્ય પ્રકાશ તરી આવ્યો. એણે પ્રકાશ તરફ દ્રષ્ટિ ઢાળી અને ઉન્માદિનીની માફક બોલવા લાગી: "મદન! આહ! પ્રિયતમ! મને બોલાવો છો? વારૂ......ઊભા રહો ......હું આવું છું......હમણાં......તુરત જ......લાવણ્યમયીને સાથે લઇને......આવું છું......જુઓ......નાસી ન જશો......

વાદળોમાં છૂપાઈ ન જતા......હમણાં...ઓહ! અત્યંત દર્દ થાય છે......શરીર બળહીન થઇ રહ્યું છે...છતાં યે આવું છું......ઊભા રહો, નાથ! ઊભા રહો!" આટલું કહી તે એક છૂરી લાવી અને પોતાની નવજાત બાલિકાના ગળા ઉપર ફેરવવા જતી હતી, પણ એવામાં તેનો હાથ અટકી ગયો. એનો આત્મા કંપી ઊઠ્યો! એને લાગ્યું કે મદન તેની સન્મુખ આવી આવું કરપીણ કૃત્ય કરતાં અટકાવતો હતો. તે મૂર્ચ્છિત થઇ જમીન પર ઢળી પડી.

ભાન આવતાં તે બેઠી થઇ. ચાલુ ઉપવાસને લીધે તે અત્યંત દુર્બળ બની હતી. એની આંખે અંધારાં આવવા માંડ્યાં, માથું ભમવા લાગ્યું. આ સ્થિતિમાં એને કાંઈ સૂજતું ન હતું. મનુષ્ય જ્યારે સંતાપના કઠિન આઘાતોથી ઘવાઇને પોતાનું જ્ઞાન અને તર્કશક્તિ ગુમાવી બેસે છે, ત્યારે પ્રભુ સિવાય એનો કોઈ અન્ય આધાર રહેતો નથી, અને ત્હેની મનોવૃત્તિઓ સ્વતઃ પ્રભુ તરફ વળે છે. સત્યવતીની પણ એવી જ દશા હતી. એ સર્વત્ર ચારે દિશાએ અંધકારનું સામ્રાજ્ય જ જોઇ રહી હતી, એટલે સ્વાભાવિક રીતે જ એનું ધ્યાન અશરણશરણ પ્રતિ દોરાવા લાગ્યું. તે પ્રભુની પ્રાર્થનામાં લીન થઇ રહી હતી. એવામાં દ્વાર ખખડવાનો અવાજ આવ્યો. વિસ્મિત અને શંકિત હૃદયે એણે બારણું ઉઘાડ્યું. એની સમીપ ઘરનો માલીક ઊભેલો નજરે પડ્યો. એણે કહ્યું: "ગયા માસનું ભાડું મને મળ્યું નથી. દશ દિવસ વધુ વીતી ગયા છે. આજ સુધી સંકોચને લીધે હું એ માગતો ન હતો, પણ આજે મ્હારે પૈસાની બહુ જરૂર છે, માટે ત્હને કષ્ટ દેવાને આવ્યો છું."

સત્યવતી જડવત્ બની ગઈ, એના મુખમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. તે વિહ્વળ બની રોવા લાગી. ઘરના માલીકે એને પૂછ્યું. "ત્હમારૂં કોઇ બીજું સગું નથી શું?"

સત્યવતી : "ના."

માલીક : "માતાપિતા કોઈ પણ નહીં?"

સત્યવતી : " ના."

માલીક : " તો પછી તમે ત્હમારા નિર્વાહ અર્થે પ્રબંધ કેવી રીત કરશો ?"

સત્યવતી : " હું કાંઈ જાણતી નથી."

ઘરનો માલીક શહેરનો નામચીન મવાલી હતો. એને સત્યવતીની સ્થિતિ જોઈ દુઃખ થવાને બદલે ઉલટો આનંદ થયો. એને શિકાર મળ્યો હતો; અને સત્યવતીના છેલ્લા જવાબથી એનું હૃદય વધુ સાહસિક બન્યું. એની નિરાધાર સ્થિતિનો અનુચિત લાભ લઇ એણે કહ્યું : " તો મ્હારે કાંઇક કહેવું છે."

સત્યવતી : " કહો."

માલીક : " આ સંસારમાં જ્યારે ત્હમારૂં કોઇ સગું વ્હાલું નથી અને કેવળ નિરાધાર સ્થિતિમાં છો, ત્યારે મ્હારી ઇચ્છા છે કે ત્હમે અહિં જ રહો. હું પણ ત્હમારી સાથે અહિં રહીશ, અને ખાવાપીવાનો સઘળો પ્રબંધ કરી આપીશ. કામકાજ કરવાને માટે એક નોકર પણ રાખીશું."

સત્યવતીએ આ સૌ સાંભળ્યું. ત્હેના તરફ નજર કરી. એના મુખ ઉપર કુટિલ ભાવો સ્પષ્ટ દ્રષ્ટિગોચર થતા હતા. સત્યવતીનો ચ્હેરો ફીક્કો પડી ગયો. એની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. આવેશમાં આવી એણે કહ્યું : " નરપિશાચ ! અહિંથી દૂર થા !"

પેલા નરાધમે હસીને કહ્યું : " હું ક્યાં જાઉં ? તું અહિંથી ચાલી જા. આ ઘર તો મ્હારૂં છે; પરંતુ અહિંથી જતા પહેલાં મારૂં બધું ભાડું ચૂકવી દે."

એટલામાં લોકોની ઠઠ જામી ગઇ. પાસે એક ખ્રિસ્તી પાદરી હતો. તે સત્યવતીને ઓળખતો હતો. એ પણ નજીક આવ્યો અને પેલા ઘરના માલીકને પૂછ્યું : " ભાઇ ! શી હકીકત છે ?"

ઘરનો માલીક : " કાંઈ નહીં સાહેબ ! આ બાઇ મ્હારૂં ભાડું નથી આપતી."

પાદરી : " ત્હમારા કેટલા રૂપીઆ લ્હેણા છે ?"

ઘરનો માલીક : " ગયા માસના બે રૂપિયા અને આ મહિનાના દસ દિવસ થયા છે, પણ જો એ આજે જ ઘર ખાલી કરવા માગતી હોય તો આખા યે મહિનાનું ભાડું આપવું પડશે."

પાદરીએ પોતાના ખીસામાંથી ચાર રૂપિયા કાઢી એને આપ્યા અને સત્યવતીને કહ્યું: " ત્હમે મ્હારી સાથે ચાલો. ત્યાં ત્હમને બધી જાતની સગવડો મળશે. ત્યાં ઘણી યે અનાથ હિન્દુ સ્ત્રીઓ છે; એમની સાથે ત્હમે પણ રહેજો."

સત્યવતી જાણતી હતી કે તે પાદરી હતો. એની સાથે જવાથી શું પરિણામ આવશે એ પણ તે જાણતી હતી; છતાં યે તે બિચારી શું કરે ? એને માટે હિન્દુ સમાજનાં દ્વાર બંધ હતાં. હા, એવા ઘણા યે હિન્દુઓ હતા કે જેઓ એને કેટલોક વખત રાખી પોતાની પાપવાસનાની તૃપ્તિ કરત અને પછી કોઇ મવાલીઓના હાથમાં સોંપત અથવા તો વેશ્યાજીવનના અંધકારમય ખાડામાં સદાને માટે ફેંકી દેત. ઘણા વિચારને અન્તે એણે નક્કી કર્યું કે હિન્દુ સમાજમાં રહીને હિન્દુ હોવા છતાં તે મદન તરફ વફાદાર નહીં રહી શકે. એણે ખ્રિસ્તી ધર્મમાં પ્રવેશ કરવાનું કરૂણાપૂર્ણ ચિત્ર જોયું; પણ એને માટે બીજો માર્ગ ન હતો. તે પેટની જ્વાળાથી બળી રહી હતી. એની પ્રાણપ્રિય કોમળ કલિકા કરમાઇ રહી હતી, અને એની દૃષ્ટિ આગળ મદનની મનોહારિણી છબિ નૃત્ય કરી રહી હતી. એણે પોતાનો અંધકારમય નિર્ણય કરી લીધો અને મુખમાંથી અનાયાસે શબ્દો નીકળી પડયા : " પ્રિય મદન ! પ્રિયતમ ! ત્હમારી તરફ નેક રહેવા ખાતર ખ્રિસ્તી ધર્મના સ્વીકાર સિવાય અન્ય કોઇ માર્ગ નથી રહ્યો. ત્હમારી ખાતર, સગાંવ્હાલાં, કુટુંબીઓ અને જગતના સર્વ સંબંધીનો ત્યાગ કર્યો હતો. આજે જીવિત હોવા છતાં બાપદાદાઓના

પ્રિય—ઓહ! અત્યંત પ્રિય-ધર્મનો પણ ત્યાગ કરૂં છું." આટલું કહી તે ન્હાની બાલિકાને અત્યંત સ્નેહપૂર્વક ગોદમાં લઈ અશ્રુભરી આંખે તે પાદરીની પાછળ પાછળ ગઈ. હિન્દુ સમાજનું એક અત્યંત સુંદર વિકસિત અને સુરભિમયું પુષ્પઃ અને એની એક નાજુક કલિકા પોતાના સમાજના અત્યાચારથી કેવળ રક્ષણની ભાવનાથી ખ્રિસ્તી ધર્મને આશરે ગયાં. હાય! હિન્દુ સમાજ !!!

* *

યૌવનના સર્વ અલંકારોથી વિભૂષિત લીના, સત્યવતીની તે ન્હાની લાવણ્યમયી જ હતી. એનું નામ અત્યારે ય લાવણ્યમયી હતું, પરંતુ ખ્રિસ્તી ધર્મનું નામ લીના હતુંઃ તે મ્હારી બેનની સાથે એક જ વર્ગમાં ભણતી હતી, અને ત્હેની સાથે મ્હારો પરિચય તે દિવસે જ થયો. ગંગાના સુંદર વક્ષઃસ્થળ પર એનાં મર્મસ્થળોમાંથી નીકળતા સંગીતતરંગોએ મ્હને જીવનના એક બીજે જ કિનારે ફેંકી દીધો. હું એને પૂર્ણ સ્વરૂપે સમજ્યો અને સમજવા છતાં યે કાંઈ કરી ન શકયો. વિસ્મૃતિપ્રાન્તની સુરમ્ય વાટિકામાં હું મ્હારી કલ્પનાઓ દોડાવતો હતો. એના જેવો અનુભવ મ્હને કદિયે થયો ન હતો. મ્હને લાગ્યું કે હું કોઇ રહસ્યમય આકર્ષણથી લીનાના અંતઃપુરમાં પ્રવેશ કરી રહ્યો હતો. લીના રૂપમાં વિશ્વોદ્યાનની અનુપમ સુવાસિની કલિકા હતી. હું એના હૃદયપ્રદેશનો આજીવન કેદી બન્યો. એ પણ મ્હારા પ્રણયમંદિરની પવિત્ર પ્રતિમા બની. અમારૂં આ પ્રથમ મિલન હતું, અને લગભગ ત્રણ કલાક સુધી અમે ચારે જણે, ભાગીરથીના ચંચળ તરંગોમાં લીલા નીહાળતાં, વિવિધ પ્રકારનો વાર્તાલાપ કરતાં, જલવિહાર કર્યો. ત્યાર પછી મ્હારી બેન અને હું અમારા ઘર તરફ અને એ બે પોતાના છાત્રાલય તરફ ફર્યાં. છૂટાં થતી વેળાએ ચાર્લ્સ અને લીનાએ અમને ભાઇબેનને પોતાને ત્યાં મળવા આવવાનો આગ્રહ કર્યો.

આ પ્રમાણે લીનાના ચિન્તવનમાં દિવસ, રાત્રિ અને મહિના વીતી ગયા. હું બી. એ. પાસ થઈ ગયો હતો; અને પટનાના ડેપ્યુટી

કલેકટરની જગા મળી હતી, પરંતુ આ પરિવર્તનથી મ્હારા હૃદયમાં કાંઇ ફેરફાર ન થયો. હું દર રવિવારે મ્હારી બેનની સાથે લીનાને મળવા જતો હતો. કલાકો સુધી અમારી વાતો ચાલતી: પરંતુ મ્હારા હૃદયની વાત આજ દિન સુધી મ્હેં ત્હેને કહી ન હતી. અન્તરની ઇચ્છા તો હતી કે મ્હારૂં હૃદય હું એની આગળ ખુલ્લું કરૂં; પરંતુ એમ કરવાથી કદાચ તે મ્હારે માટે કાંઇ ખોટો ખ્યાલ લાવે એ ડરથી હું મ્હારો સંકલ્પ પડતો મૂકતો. આમ હોવા છતાં યે લીના મ્હારા હૃદયના ભાવ જાણી ગઇ હતી. ત્હેની વિલક્ષણ બુદ્ધિદ્વારા મ્હારા પ્રત્યેક વિચાર, મ્હારી પ્રત્યેક ભાવના અને મ્હારા મગજના તરંગો તે કળી જતી હતી.

મંગળનું મંગળમય પ્રભાત હતું. ભગવાન સૂર્યનારાયણનાં બાલકિરણો પૂર્વ દિશાને રક્તરંજીત કરી રહ્યાં હતાં. પક્ષીગણ વૃક્ષની સઘન કુંજમાં કલરવનું સ્વતંત્ર ગાન ગાતાં હતાં. એ દિવસ 'મહાદિવસ' (X'mas) હતો. એ દિવસે લીનાનો જન્મદિવસ હતો; અને મ્હારી નોકરીના આરંભને પણ એક વર્ષ પૂરૂં થતું હતું. મ્હેં લીનાને ત્હેના જન્મ દિવસે ભેટ આપવાને એક અઠવાડિયા પહેલાં જ એક સુન્દર સોનાનું રિસ્ટ વૅાચ અને એક રેશમી રૂમાલ ખરીદી રાખ્યાં હતાં. ઘડિયાળ પર નીચેના શબ્દો કોતરાવ્યા હતા.

"To Lena wishing a Happy X'mas.
–Unknown."

અર્થાત: "મહાદિવસની શુભ ભાવનાપૂર્વક, લીનાને સમર્પિત–અજ્ઞાત."

સવારના સાત વાગવાની તૈયારી હતી. એવામાં મ્હેં મ્હારા નોકરને બોલાવ્યો, અને લીનાને આપવાની ભેટ ત્હેની સાથે મોકલાવી.

ત્યાર બાદ લીનાને મળવાનું મ્હેં બંધ કર્યું હતું. એથી એને બહુ દુ:ખ થતું હતું; અને સત્ય હકીકત તો એ હતી કે એને ન

મળતાં, રાતદિવસ એનું ધ્યાન ધરવાથી, મનને શાન્તિ અને અવિચળ આનન્દ પ્રાપ્ત થતો હતો. પ્રણયના વાયુમંડળમાં મ્હેં મ્હારા જાતિ–અનુભવ પરથી માની લીધું કે લીનાના વિયોગમાં આનન્દ અને શાન્તિ હતાં; અને એના મિલનમાં વિહ્વળતા અને સન્તાપ હતાં. લીનાના વિયોગમાં જ મ્હને યથાર્થ મિલનનું સર્વ સુખ હતું.

આ પ્રમાણે બે માસ વીતી ગયા. એક દિવસ પોસ્ટમેને આવી મ્હારા હાથમાં એક પત્ર મૂક્યો, એ પત્ર લીનાનો હતો. હું કુતૂહલ અને ઉત્કંઠાપૂર્વક એ વાંચવા લાગ્યો. પત્ર અંગ્રેજીમાં લખેલો હતો. એનો ભાવાર્થ નીચે પ્રમાણે હતો.

“ પ્રિય,

હું માંદગીને બિછાને છું. એક જરૂરના કામ માટે હું ત્હમને મળવા ઇચ્છું છું. આજે સાંજના ત્હમે મ્હને મળશો તો અત્યંત કૃપા થશે. મહેરબાની કરીને વિમળાને ત્હમારી સાથે ન લાવશો. મ્હારે આપની અંગત સલાહ લેવાની છે–ત્હમારી લીના. ”

એ પત્રમાં ઉભરાતો સ્નેહભાવ જોઇ મ્હને આશ્ચર્ય થયું: અને એમાં યે સલાહ લેવાની વાત! સલાહ? અને તે મ્હારી પાસે? ખરેખર, એ આશ્ચર્યજનક હકીકત હતી. શું લીના મ્હારા હૃદયના ભાવ પામી ગઇ હતી? અવશ્ય, પ્રેમીનું નિસ્તબ્ધ ધ્યાન જ પ્રેમપાત્રની સઘળી ચિત્તવૃત્તિઓમાં ભયંકર તોફાન મચાવી મૂકે છે.

સાયંકાળે હું લીનાને ત્યાં ગયો. તે પોતાના ખંડમાં પલંગ પર સૂતી હતી. એક બાજુ ટેબલ પર દીવો ઝળહળતો હતો. પરસ્પર અભિવાદન કર્યા બાદ હું પલંગની નજીક પડેલી ખુરશી પર બેસી ગયો. લીનાનું શરીર બહુ લેવાઈ ગયું હતું. પણ હાય! એનું સૌન્દર્ય તો અનેકગણું વધ્યું હતું. મ્હેં એને નયણાં ભરી નિરખી અને કંપી ઊઠ્યો. લીનાનું દીપ્તિમાન વદન મ્હારા હૃદયમાં નિરાશાનો અંધકાર પ્રસારી રહ્યું હતું!

કેટલીક ક્ષણ પર્યન્ત અમે ચૂપચાપ બેસી રહ્યાં; અને પછી લીનાએ નિરવતાનો ભંગ કરી મ્હારા તરફ જોઇ કહ્યું; “ત્હમે આજે બહુ સુન્દર લાગો છો!”

મ્હેં કહ્યું: “ત્હમારી આંખમાં વિકાર તો નથી વસ્યો ને? ત્હમારા શરીરની સાથે આંખોને ય બિમારી લાગી કે શું?”

લીના: “એ બધી વાતો જવા દો. પહેલાં મ્હને કહો કે ત્હમે અહીં આવવાનું શા માટે બંધ કર્યું?”

આ સ્પષ્ટ તથા ભયંકર વાતનું નિવારણ કરવાના હેતુથી મ્હેં કહ્યું: “મ્હને વખત નથી મળતો.” હું વિશેષ કાંઈ ન બોલી શક્યો. લીના માનવહૃદયની અદ્ભુત પરીક્ષક હતી. એ મ્હારા હૃદયની વાત સમજી ગઇ અને નિશ્ચયાત્મક શબ્દોમાં તે બોલી: “જૂઠું, તદ્દન જૂઠું.”

લીનાની વાત સાચી હતી. મ્હારામાં એને મ્હાત કરવાની શક્તિ ન હતી, એટલે મ્હેં કહ્યું: “ત્હમે ખરૂં કહો છો.”

થોડી વારે તે ફરીથી બોલી: “ત્હમારી બધી હકીકત હું જાણું છું. ત્હમારૂં હૃદય હું સંપૂર્ણ રીતે પારખી શકી છું. ગંગાતટ ઉપરના પ્રથમ મિલનના પ્રસંગથી ત્હમે મ્હને ચ્હાઓ છો. મ્હારા તરફ ત્હમારો પ્રેમ વિશુદ્ધ, વિમળ અને સ્વાર્થવિહીન છે તે પણ હું જાણું છું. હું સ્ત્રી છું; અને સ્ત્રી હોવા છતાં યે મ્હેં માનવસ્વભાવનો સંપૂર્ણપણે અભ્યાસ કર્યો છે. આટલી ઉમ્મર મ્હેં પ્રેમના વાસ્તવિક સ્વરૂપની શોધમાં જ ગાળી છે. મ્હારા સર્વ અનુભવ પરથી હું એટલું ચોક્કસ સમજી શકી છું કે આ સંસારમાં ત્હમારા સિવાય મ્હારો અન્ય કોઇ પ્રેમી નથી; અને છતાં યે મ્હને કહેતાં અત્યંત ખેદ થાય છે કે આ જીવનમાં મ્હારો અને ત્હમારો લગ્નસંબંધ નહીં થઇ શકે; અમે ત્હેનાં બે કારણ છે. પહેલું તો એ કે ત્હમે હિન્દુ છો અને હું ખ્રિસ્તી છું. જ્યાં સુધી હું હિન્દુ અગર ત્હમે ખ્રિસ્તી

ન બનીએ ત્યાં સુધી આપણો એનો વિવાહ–સંબંધ કઠિન નહીં, પણ અસંભવિત છે. હું હિન્દુ થઈ શકતી નથી, કારણ કે હિન્દુ સમાજ મ્હને અપનાવી લેવાને તૈયાર નથી. હિન્દુ સમાજ જો એટલો જ ઉદાર હોત તો મ્હારી સ્નેહમયી માતાને જીવનભર વિધર્મના અગ્નિમાં શા માટે બળ્યા કરવું પડત ? અને આજે હું લીનાને બદલે લાવણ્યમયી કેમ ન હોત ? હું ત્હમને ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરાવવા પણ નથી માગતી, કારણ કે ખ્રિસ્તી થવા છતાં યે હિન્દુ ધર્મની આધ્યાત્મિકતા અને એનાં ઉચ્ચ દર્શન ( Philosophy )ને હું માનું છું; અને એ ધર્મ ઉપર મ્હને અનહદ અનુરાગ છે. ખ્રિસ્તી થવા છતાં યે મ્હારી માતા એના ધાર્મિક સિદ્ધાન્તોમાં હિન્દુ જ રહી હતી. મ્હારા સ્વર્ગીય પિતા પ્રત્યે નેક રહેવાની ખાતર જ એને ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરવો પડ્યો હતો. તે છૂપી રીતે હિન્દુ તહેવારને દિવસે તુલસીદલ અને ગંગાજળનું પાન કરતી હતી; અને ઓછામાં ઓછું એ સ્નેહનું સ્મૃતિચિહ્ન જાળવવા માટે હું પણ ઇચ્છું છું કે મ્હારા મૃત્યુ સમયે મ્હારા મુખમાં પણ તુલસીદલ અને ગંગાજળ મૂકવામાં આવે. એ મ્હારો માતૃધર્મ છે. એ મ્હારી પૂજ્ય માતા પ્રત્યેનો ધર્મ છે અને એ મ્હારા તરફનો ત્હમારો ધર્મ છે.''

"મ્હારી અને ત્હમારી જુદાઈનું બીજું કારણ એ છે કે ત્હારા તરફ અત્યંત સ્નેહ અને આદર હોવા છતાં યે હું ચાર્લ્સને ચાહું છું. એનો પ્રેમ હૃદયથી છૂટતો નથી. હું જાણું છું કે એ કોઈ અન્ય બાલિકાના પ્રેમમાં મુગ્ધ છે. હું જાણું છું કે કદાચિત એમની ધર્મપત્ની થવાનું સૌભાગ્ય મ્હારા ભાગ્યમાં નહીં લખ્યું હોય, છતાં યે અફસોસ ! મ્હારૂં હૃદય નથી માનતું. હૃદયને લાખો વાર સમજાવ્યા છતાં યે મ્હારો એના પરનો સ્નેહ કમી થતો નથી. આ હકીકત કહેવા માટે જ મ્હેં ત્હમને બોલાવ્યા હતા. એ મ્હારા હૃદયનો પ્રચંડ બળતો અગ્નિ હતો; અને એ મ્હેં ત્હમારી આગળ પ્રકટ કરી કાંઈક અંશે શાન્ત કર્યો છે. હું ઇચ્છું છું કે હું ત્હમને ચાહું. હું ઇચ્છું

છું કે ત્હમારા પ્રેમનો બદલો જીવનના સર્વોચ્ચ ઉત્સર્ગથી આપું; પરંતુ હાય ! એ મ્હારી શક્તિ બહારનું કાર્ય છે. મ્હારી પ્રણયનૌકા કિનારાથી ઘણે દૂર નિરાશાના મહાસાગરની મધ્યમાં ઝોલાં ખાય છે. હું શક્તિહીન છું. લાચાર છું, પરંતુ આ નિરાધાર અવસ્થામાં પણ મ્હારી ત્હમને એક વિનંતિ છે. ત્હમે મ્હને હંમેશાં મળતા રહો. ત્હમારા મિલનથી તથા ત્હમારી આગળ મ્હારી દુઃખની કથા કહેવાથી મ્હારા દિલને શાન્તિ મળે છે."

આટલું કહી લીનાએ મ્હારા હાથ પર ચુંબન કર્યું; અને રૂદન કરવા લાગી. હું અધીર બન્યો. મ્હારી આગળ જ મ્હારા જીવનનું નાટક ભજવાઇ રહ્યું હતું. મ્હારા હૃદયની વર્ષો થયાં પોષેલી કોમળ મંજુલ આશાનું ખૂન થઇ રહ્યું હતું; અને તે છતાં યે મ્હને અત્યંત સુખ હતું. મ્હારૂં મન પ્રફુલ્લ હતું. શા માટે ન હોય ? પ્રણયપન્થની સફળતા કરતાં કાંઈક અધિક સુખકર એની નિરાશામાં આત્મોત્સર્ગની સુન્દર અને મધુર ભાવના છે. મ્હેં લીનાને વિનીતભાવે કહ્યું: "મ્હને ત્હારા પ્રણયમાર્ગમાં ભલે નિરાશા જ મળે; પણ આખું યે જીવન ત્હારી સેવામાં સમર્પિત છે."

હવેથી મ્હારો સાંજનો બધો વખત લીનાના મધુર મિલનમાં વીતવા લાગ્યો. લીના અને હું બેઉ પ્રેમપન્થનાં વિદગ્ધ પન્થી હતાં; છતાં યે અમારામાં મહાન અંતર હતું. લીના મ્હારી જીવન કલિકાને વિકસાવનાર એક માત્ર ઔષધિ અને સર્વોચ્ચ સાધન હતી. અને હું કેવળ એના અંધકારાચ્છાદિત જીવનપંથમાં કૃત્રિમ શાન્તિની ન્હાની શી સામગ્રી રૂપ હતો. એક દિવસે તે જાતે જ મ્હારે ત્યાં આવી. એનું મુખ ખિન્ન હતું. એની કાન્તિ મલીન થઈ હતી. હું એ બધાનું રહસ્ય ન સમજી શક્યો. હું એને મ્હારા એકાન્ત આવાસમાં લઇ ગયો. ત્યાં એણે પૂર્ણ એકાન્ત જોઇ મ્હને ચાર્લ્સનો એક નિમંત્રણ પત્ર બતાવ્યો. એમાં એનું લગ્ન કોઈ અન્ય બાલિકા સાથે થવાનું હતું અને એ લગ્નના શુભ પ્રસંગે લીનાને હાજર

રહેવાનું આમંત્રણ હતું. એ પત્ર મ્હારા હાથમાં મૂકી તે મ્હારી છાતી પર મુખ છૂપાવી રડવા લાગી. એનું રૂદન એટલું કરૂણ હતું કે મ્હારૂં હૃદય ચીરાવા લાગ્યું, મહા મુશ્કેલીએ આશ્વાસન આપી મ્હેં એને શાન્ત કરી.

આ પ્રમાણે હું રોજ એની પાસે જતો અને તે મ્હારી આગળ એનું હૃદય ખોલી રડતી. પણ એ રૂદનની અસર ચાર્લ્સ પર જરા યે ન થઇ. એક અઠવાડીયામાં એનું લગ્ન થઈ ગયું. લીનાની થોડી ઘણી અવશેષ રહેલી આશા–નિરાશા બની. પ્રણયનો કોમળ અંકુર નિરાશાના કઠોર આઘાતથી કરમાઈ ગયો.

ઉપરોક્ત ઘટનાને છ માસ વીતી ગયા. ચંદ્રિકાની વિમળ શીતળતામાં એક દિવસ અમે ફરીથી જલવિહાર કરી રહ્યાં હતાં, એવામાં અચાનક લીનાએ સંકોચપૂર્વક કહ્યું: “ હું હવે કદાચિત ત્હમારી સાથે લગ્ન કરવા ઇચ્છું તો ત્હમે શું કબુલ થશો ?”

મ્હેં કહ્યું: “ શું ઉપહાસ કરવા ત્હને મ્હારા સિવાય અન્ય કોઇ નથી મળતું ? ”

લીનાનું મુખ ગંભીર અને શાન્ત હતું. તે મનમાં કોઇ દ્દઢ નિશ્ચય કરી રહી હોય એમ લાગતું હતું. એણે કહ્યું : “ નહીં, સાચું કહું છું. આ છ માસ મ્હેં રાત દિવસ જાગીને એ જ નિશ્ચય કર્યો છે. જ્યારે પ્રભુએ મ્હારા ભાગ્યમાં સુખ નિર્મ્યું નથી, ત્યારે હું મ્હારી સાથે ત્હમને દુખી શા માટે કરૂં ? પણ હાય ! લગ્ન સાથે જ આપણા જુદા જુદા ધર્મની જટિલ સમસ્યા આવી ઉભી રહે છે. ”

મ્હેં પૂછયું, “ તો શું સાચે જ તું મ્હારી સાથે લગ્ન કરશે ? ”

લીના : “હા, મ્હારો એ દ્દઢ નિશ્ચય છે.”

“ તો એ સંજોગોમાં મ્હારે ખ્રિસ્તી થવું પડશે. ” મ્હેં જવાબ વાળ્યો.

લીના : “ છટ ! એવી તુચ્છ વાત કાં બોલો ? ”

મ્હેં કહ્યું, "બીજો ઉપાયજ શો છે? આપણો સમાજ ત્હને હિન્દુ સમાજમાં લઇ શકતો નથી. અને લગ્ન કરવાથી મ્હારો પણ સમાજમાંથી બહિષ્કાર કરવામાં આવશે. લીના! મ્હારા સત્ય કથનને માટે મ્હને ક્ષમા કરશે! હું મ્હારા પ્રિય ધર્મને ત્હારાથી અધિકતર ચાહું છું, અને છતાં યે હું જાણું છું કે ત્હારાથી દૂર થઇ હું જીવનવિહીન કર્ત્તવ્યહીન, અને નીરૂદ્યમી બની જઇશ. પણ જીવનહીન હિન્દુ બની રહેવા કરતાં તો આત્મહત્યા કરવી ઉતમ છે. પણ આત્મહત્યા મહાપાપ છે. આ પરિસ્થિતિમાં આપણા પ્રણયપન્થમાં ખ્રિસ્તી થવા સિવાય મ્હારા માટે બીજો કોઇ માર્ગ નથી. હું અત્યંત દુઃખપૂર્વક મ્હારા પ્રિય ધર્મનો ત્યાગ કરીશ. અને તેમાં યે મ્હને એક આશા છે, અને તે એ કે ત્હારા જીવનમાં વિલીન થતાં મ્હારામાં નવી સ્ફુર્તિ, નવું સાહસ અને નવા જીવનનો સંચાર થશે. એ નૂતન શક્તિ દ્વારા ત્હારી સહાયતાથી અહિન્દુ હોવા છતાં યે હિન્દુ ધર્મનો સાચો શુભચિન્તક બની રહીશ." મ્હારી આ વાત સાંભળી લીના નિરુત્તર બની.

ઉપરના નિર્ણય બાદ પંદર દિવસ પછી અમારૂં લગ્ન થયું. લીનાની શુદ્ધિ કરાવી હિન્દુ ધર્મમાં લઈ, હિન્દુ સંસ્કારવિધિ અનુસાર લગ્ન કરાવવાનો મ્હેં બહુ પ્રયત્ન કર્યો, પરંતુ કાંઈ ન વળ્યું. પંડિતોને વિનવવા છતાંએ મ્હારૂં કહેવું ન સાંભળ્યું, અને કહ્યું: "પ્રભુ! પ્રભુ! ખરો કળિયુગ આવ્યો. હવે સર્વનાશ થવામાં કાંઈ બાકી નથી રહ્યું." આ સાંભળી હું ચુપ થઇ ગયો. મ્હારી આગળ બીજો કોઇ ઉપાય ન હતો. આખરે લીનાની ખાતર મ્હારે ખ્રિસ્તી થવું પડયું. અને અમારૂં લગ્ન દેવળમાં થયું. પણ હાય! આ લગ્નથી મ્હને દુઃખ, સંતાપ અને ગ્લાનિ સિવાય બીજું કાંઇ ન મળ્યું. એની સઘળી જવાબદારી પણ હિન્દુ સમાજ પર જ હતી. આજે મ્હને સમજાય છે કે કદાચિત્ લીના હિન્દુ થઇને મ્હારી ધર્મપત્ની થઇ હોત તો હું આ પ્રકારે દુઃખી ન થાત. હિન્દુ

સમાજે જ સત્યવતીને ખ્રિસ્તી થવાની ફરજ પાડી હતી. સત્યવતીને લીધે લાવણ્યમયી અને લાવણ્યમયીને માટે હું ખ્રિસ્તી બન્યાં હતાં! પરંતુ શોક કેવળ એટલો જ છે કે અમારા ત્રણેયના આત્મા જીવનભર વિધર્મની આગમાં બળતા રહ્યા, અને હિન્દુત્વની સકળ મમતાને વશિભૂત થઇ અને હિન્દુ ધર્મના વિશાળભવન પ્રતિ ઉત્સુકતા અને પ્રતિક્ષાની વેદનાપૂર્ણ દ્રષ્ટિ ફેંકી તો અમારી એ શુભ ભાવના-ઓનો સદાને માટે ઉપહાસ કરી તેમને અપમાનિત કરી!

મ્હારૂં અને લીનાનું લગ્ન થઇ ગયું હતું. હવે અમે સાથે રહેતાં હતાં. લીનાની ખાતર સંબંધીઓ, મિત્રો અને પરિવાર સૌ મ્હારાથી દૂર થયાં, પરંતુ લીના મ્હને મળી. મળી કે ન મળી, પરંતુ લોકોએ તો માની લીધું કે લીના મ્હને મળી. લગ્નવિધિથી એનું સ્થૂળ અને નશ્વર શરીર મ્હને મળ્યું હતું, પરંતુ એનું સૂક્ષ્મ હૃદય અને અનશ્વર પ્રેમ મ્હને મળ્યાં ન હતાં અને ક્યાંથી મળે? પુરૂષ ભલે પોતાનું દિલ એકને અર્પણ કરી પાછું વાળી લે. પરંતુ પ્રણયની વેદી પર સ્ત્રી એક વાર પોતાનું દિલ સમર્પણ કર્યા બાદ હજારો યત્ન કરવા છતાં યે પાછું વાળી શકતી નથી. લીના ખચિત મ્હારી પત્ની હતી, પરંતુ એનું હૈયું ચાર્લ્સની પાસે હતું. એ હકીકત અમે બેય જાણતાં હતાં; અને એ જાણતા હોવા છતાં યે અમે લગ્ન કર્યું. કપટ કે ભયથી નહીં, પરંતુ ઉત્સર્ગની પ્રેરણાથી. અમે બેઉ પતિપત્ની હોવા છતાં યે ભાઇબેન સમા રહેતાં હતાં. અમે એક જ સાથે રહેતાં હતાં. એક જ સાથે ખાતાં પીતાં અને ભણતાં હતાં. એક જ ખંડમાં પણ જુદા જુદા બિછાનામાં શયન કરતાં હતાં. લીના હંમેશાં ચાર વાગે ઊઠતી અને પ્રાર્થના કરતી. મ્હને ય તે પ્રાર્થના કરવાને નિયમિત ઉઠાડતી હતી.

અમે દર રવિવારે દેવળમાં જતાં હતાં. ધાર્મિક પ્રેમને લીધે નહીં, પરંતુ ખ્રિસ્તી ધર્મના શબ્દોમાં કહીએ તો મૂર્તિપૂજા માટે. લીના, ચાર્લ્સનાં દર્શનની પિપાસા છીપાવવાને જતી; અને હું એને

જોઇ સુખી થવાને જતો. આ કાંઇ ગુપ્ત હકીકત ન હતી. એ પોતાના હૃદયની પ્રાકૃતિક સચ્ચાઈ અને માનસિક સાહસ- ક મ્હને એ વાત કહી હતી. અને મ્હેં પણ પતિ તરીકે ઉદારતા એની એ અભિલાષાની તૃપ્તિને કાજે મ્હારી સંમતિ આપી મ્હેં ધાર્યું હોત તો લીના દેવળમાં ન જઇ શકત, પરંતુ ી એમ કરવાની ઇચ્છા ન હતી. હું જાણતો હતો કે તે મ્હારી હોવા છતાં યે અન્ય પુરૂષના પ્રેમની ખાતર મરી ફીટતી હતી. ી દૃષ્ટિએ એ પાપ ન હતું. એ પણ આખરે મનુષ્ય હતી, અને સ્થિતિમાં માનવીયદુર્બળતાથી તે વિશ્વમાં અન્ય કોઈ પુરૂષરત્નને એની દૃષ્ટિએ મારાથી અધિક યોગ્ય અને શ્રેષ્ઠ હોય ત્હેને તો તે ક્ષમ્ય છે. હા, કદાચિત તે મ્હારાથી એ હકીકત ે તો તે અપરાધિની છે અને એ સ્થિતિમાં હું એનો ન્યાય ને પણ તૈયાર થાઉં. લીના મ્હારી સ્ત્રી હોવા છતાં યે અન્ય ને ચ્હાતી; પરંતુ એણે એના પ્રેમનું રહસ્ય મ્હારાથી કદિ યે વ્યું ન હતું. લગ્ન થયા બાદ પણ જ્યારે એનું હૃદય ચાર્લ્સની કારિણી મૂર્તિના સ્મરણથી વ્યાકુળ થતું ત્યારે તે તુરત જ નિર્દોષ ક સમી મ્હારી આગળ એના હૃદયની બધી વાતો કહી દેતી; મ્હારા વક્ષઃસ્થળ પર માથું નાંખી રડી પડતી. એ કાર્ય એના ા અને નિષ્કપટ હૃદયનું પ્રતિબિંબ હતું. આહ! એ સત્યની મા હતી અને એટલા માટે જ હું એને વધુ ઉન્મત્ત ભાવે તો હતો.

આવી રીતે અમારા દિવસો વીતવા લાગ્યા. એક દિવસ અચા- જ મ્હને ખબર પડી કે ચાર્લ્સની સ્ત્રી હૃદય બંધ પડવાથી રી ગઈ. આ સમાચાર સાંભળી લીના બહુ રડવા લાગી. ચાર્લ્સે જેણે એના અલૌકિક રૂપ, ગુણ અને યૌવનને ઠોકર મારી હતી, એની સમસ્ત સુખમય આશાઓને વિષમય બનાવી દીધી હતી જેણે એના સ્ત્રી-જીવનના સર્વોચ્ચ ઉપહારને તિરસ્કારની

સંકુચિત દૃષ્ટિએ પગ તળે કચર્યો હતો, તે લીના પોતાના વિશાળ હૃદયના ઉજ્જવળ પ્રકાશ અને પોતાના નિસ્વાર્થ પ્રેમની પુનિત પ્રેરણાથી પોતાને મળેલા તિરસ્કારોને વિસરી જઇ, ચાર્લ્સના દુઃખે આંસુ સારતી હતી. શું એ પણ પ્રેમપ્રમાદ હતો ? નહીં જ. એ સ્વાર્થરહિત આત્મોત્સર્ગના સુરભિભર્યા પ્રદેશમાં પોતાની સંચિત આશાઓની પ્રેમાંજલિ હતીઃ અને પ્રેમાંજલિના સ્વરૂપમાં નારી હૃદયના અપરિમિત ભાવ અને અનન્ત કલ્પનાનો વિશાળ, ભવ્ય, વાસનારહિત, વિકારહીન અને સાધનામય ઉત્સર્ગ હતો

ચાર્લ્સે પોતાની સ્ત્રીના મૃત્યુના બે માસ વીત્યે લીના પાસે લગ્નનો પ્રસ્તાવ રજુ કર્યો. લીના મ્હને ચ્હાતી હતી એ વાત સાચીઃ પરંતુ ચાર્લ્સના એ પ્રસ્તાવનો અસ્વીકાર કરવાની એનામાં તાકાત ન હતી. એણે સઘળી હકીકત એક સરલ બાલિકાની માફક સ્પષ્ટ સ્વરૂપે મ્હને કહી. વાસ્તવિક રીતે હું એ પવિત્ર પ્રેમનો ઉપાસક હતો, જેનો સિદ્ધાન્ત છે કે જો તમે ફૂલને ચ્હાતા હો તો તેને ચૂંટો નહીં; પરંતુ ડાળી ઉપર જ રહેવા દો, એને સુખી જુઓ. મ્હેં સહર્ષ લીનાને ફારગતી આપવાનો નિશ્ચય કર્યો. બીજે જ દિવસે લીના—મ્હારી પ્રિય લીના—અન્યની બની ગઇ.

આ ફારગતીથી મ્હને દુઃખ તો થયું, પણ મ્હારા હૃદયમાં સુખનું પ્રમાણ અધિક હતું. મ્હારો પ્રેમ શુદ્ધ તેમજ નિર્મળ હતો. એમાં કામવાસનાનો અંશ માત્ર પણ ન હતો. હું એને કામતૃપ્તિને અર્થે નહીં; પરંતુ પ્રેમનો સંયમ જાળવવાના શુભ હેતુથી ચ્હાતો હતો. મ્હારો ઉદ્દેશ આ સંસારમાં એને સુખી કરવાનો હતો. એનું સુખ ચાર્લ્સને ચ્હાવામાં હતું; એથી મ્હારૂં સુખ પણ એના એ પવિત્ર માર્ગમાં વિઘ્નરૂપ ન થતાં એને સહાયતા કરવામાં હતું. પ્રેમપન્થમાં જીવનનું સઘળું સુખ કુરબાન કરવામાં જ મહાન સુખ અને અનન્ત શાન્તિ છે. લીનાના આ કૃત્યથી મ્હારૂં સર્વ સુખ હરાઈ ગયું અને મ્હારૂં જીવન રસહીન બન્યું; પરંતુ એમાં મ્હને આનન્દ છે. જ્યારે

હું વિચારું છું કે આ બધું લીનાનું જીવન સુખમય કરવાની ખાતર જ મ્હેં સહન કર્યું છે, ત્યારે મ્હારા આત્માને અનન્ત શાન્તિ મળે છે.

લીના હવે મ્હારી નથી રહી. ઇચ્છવા છતાં યે તે આ પાપી હૃદયના નરકાગ્નિને પોતાની સ્વર્ગીય શીતળતાથી શાન્ત ન કરી શકી. મ્હેં એને અધિકતર સુખ આપવા ઇચ્છયું હતું, અને યત્ન પણ કર્યો હતો. લક્ષ્મીની મ્હારા પર કૃપા હતી. મ્હારામાં રૂપ યૌવન સૌ કાંઇ હતાં. મ્હારાં ધન, વૈભવ, રૂપ, હૃદયઃ એ સૌ લીનાને અર્પણ કર્યાં હતાં; પણ એણે એની પરવા ન કરી. એણે મ્હારો ત્યાગ કર્યોઃ ફારગતી આપી. એણે પોતાના સંતપ્ત હૃદયને શીતળતા અર્પવાની સમગ્ર સામગ્રી ચાર્લ્સમાં જ જોઇ. ચાર્લ્સ નિર્ધન અને કુરૂપ હતો; છતાં યે એની ખાતર લીનાને સંસારની સર્વ વસ્તુઓ પ્રત્યે વૈરાગ્ય ઉપજ્યો હતો. આ સ્થિતિમાં લીના પ્રત્યેનું મ્હારૂં કર્ત્તવ્ય શું હોવું જોઇએ? શું હું એને ધિક્કારૂં? ઓહ! અસંભવિત, તદ્દન અસંભવિત! જે છબિમાં મ્હેં વિશ્વનિયંતાનું સકળસ્વરૂપ નિરખ્યું છે, જે આત્મમાં મ્હેં પ્રભુની પુનિત પ્રતિમાનાં દર્શન કર્યાં છેઃ એ છબિને, એ આત્માને શું હું ધિક્કારૂં? નહીં જ. મ્હારા સૌભાગ્યના દિવસે-શુભ લગ્નના પ્રસંગે મ્હેં પ્રભુને સાક્ષી રાખી, મ્હારા હૃદયની બધી પવિત્ર ભાવનાપૂર્વક લીનાને જીવનભર ચ્હાવાનું વચન આપ્યું હતું એ હું કેમ ભૂલી શકું? હું જીવનભર એનો મિત્ર રહીશ. એની સાથેનો મ્હારો એ સંબંધ ઠીક જળવાશે. કદાચિત કોઇ દુઃખની પળે લીના દગ્ધ હૃદયે મ્હારી પાસે સલાહ લેવા આવશે તો હું મિત્ર તરિકે ઘટતી સલાહ આપીશ. સંસારની અશાન્તિઓથી અધીર બની એ મ્હારી પાસે આશ્વાસન લેવાને આવશે તો હું એના વ્યાકુળ હૃદયને પૂર્ણ સ્વરૂપે શાન્ત કરવાનો યત્ન કરીશ. કદાચિત સાંસારિક વ્યવહારની ખાતર એને દ્રવ્યની જરૂર પડશે તો હું નિસ્વાર્થ ભાવે એને બનતી મદદ આપીશ. એ સ્ત્રી હોવા છતાં ચાર્લ્સ પ્રત્યે આટલી નેક અને વફાદાર રહી શકે

છે, તો શું હું પુરૂષ હોઇ લીના તરફ અધિકતર નેક અને વફાદાર ન રહી શકું?

પરંતુ હાય! લીનાને પણ સુખ નથી. એનું હૈયું નિરાશાના અંધકારથી છવાઇ ગયું છે. તે પણ મ્હારી માફક પ્રણયપન્થની નિરાશા પામેલી વિદગ્ધપન્થિની છે. ત્હેનું હૈયું પણ મ્હારી માફક વિહ્વળતા અને અશાન્તિની સર્વનાશિની જ્વાળાથી દગ્ધ છે. એની એ કરૂણા પૂર્ણ દશા જોઇ હું એને વધુ ચાહું છું. આજે મ્હને એનો એક પત્ર મળ્યો હતો. એમાં એના હૃદયના સર્વ સન્તાપ વ્યક્ત થયા હતા અને તે નીચે મુજબઃ—

"પ્રિય.........

હું મહાપાપિની છું. મ્હારે માટે નર્કમાં પણ કોઈ સ્થાન નથી. ત્હમારૂં જીવન નષ્ટ કરી ત્હમારી સાથે મ્હેં જે અનર્થ કર્યો છે તે હું સંપૂર્ણપણે અનુભવી રહી છું. મ્હારા દિલમાં એમને કાજે જે હાહાકાર વર્તી રહ્યો છે તે પરમાત્મા સિવાય બીજું કોઇ નથી જાણતું. ચાર્લ્સના શરીરની જ હું અધિકારીણી છું. એમનો પ્રેમ મ્હારા પર નથી અને આ જીવનમાં એ મ્હને મળશે એવી આશા યે નથી. પરંતુ આ દુઃખો હવે લાંબો વખત સહેવાં નહીં પડે. હું રાતદિવસ પ્રતિક્ષણે પ્રભુને મ્હારા મૃત્યુ કાજે પ્રાર્થું છું. એણે મ્હારી દુઃખીની પ્રાર્થના સાંભળી છે, હું બહુ તીવ્ર ગતિએ મૃત્યુ લોકને માર્ગે પ્રયાણ કરી રહી છું એમ મ્હને લાગે છે. આ સ્થિતિમાં, હું ત્હમે મ્હારી સાથે કરી હતી તે પ્રતિજ્ઞાની યાદી આપવા ઇચ્છું છું. મ્હારા મૃત્યુ સમાચાર ત્હમને મળે ત્યારે મ્હારા મુખમાં તુલસીદળ અને ગંગાજળ મૂકજો. ખ્રિસ્તી થવા છતાં યે હું હિન્દુ જ છું. એ મ્હારો માતૃધર્મ છે. એ રીતે હું મ્હારી માતાની સદ્‌ભાવનાઓનું સંરક્ષણ કરી શકીશ. હું ત્હમને મ્હારા વાળની એક લટ કાપીને મોકલાવું છું. યાદ રાખજો. મ્હારા મૃત્યુ બાદ લોકો જ્યારે મ્હારા

શરીરને કબરમાં દફનાવી દે ત્યારે ત્હમે એને બાળીને એની ભસ્મ ગંગાના પવિત્ર જળમાં વહેતી મૂકજો ! !

મ્હેં ત્હમને બહુ દુઃખ દીધું છે. મ્હેં ત્હમારો સર્વનાશ કર્યો છે. મ્હેં ત્હમારો અક્ષમ્ય અપરાધ કર્યો છે; અને છતાં યે ત્હમે મ્હને ક્ષમા આપશો ? આહ ! પ્રભુ આગળ મ્હારા આત્માની અવિચળ શાન્તિ અર્થે ત્હમે પ્રાર્થના કરી શકશો ? ઓહ ! મ્હારી જીવનનૌકા નદીકિનારે લગભગ પહોંચી ગઇ છે. હવે બહુ વાર નથી. યમદૂત મ્હને તેડવાને આવતા હોય એમ જણાય છે. હાય ! તેઓ કેટલા બધા ભયાનક–બીહામણા છે ! ઓહ ! અસહ્ય વેદના ! સન્તાપની પ્રલયકારિણી જ્વાળા ! હાય ! હું બળી રહી છું. ક્ષ—મા ! વિદાય ! !

—ત્હમારી લાવણ્યમયી ”

×

હું મ્હારા કર્ત્તવ્યની અંતિમ જવાબદારી પૂર્ણ કરવાને ધીરજ ધરી બેઠો છું. લીનાની આજ્ઞાનું પાલન કરી હું પણ સ્વર્ગલોકમાં જઇશ એવી આશા છે. પ્રભુ મ્હારી એ આશા પૂર્ણ કરે !



# પો પ ટ



"જવાહરલાલકી જય !" મલકા આવીને ઊભી રહેતાં પિંજરામાંનો પોપટ બોલ્યો.

મલકાએ હસીને ઉલ્લાસપૂર્વક પૂછ્યું: "નમક કા કાનૂન ?"

"તોડ દિયા !"—જોરથી પિંજરામાં ઝૂકીને મલકાના મુખ તરફ જોતાં પોપટે ઉચ્ચાર્યું.

મલકા બહારના ખંડમાંથી અભ્યાસ કરી હમણાં જ આવી હતી. તે જરા શ્યામવર્ણી હતી. પગમાં લાલ મખમલની ભરત ભરેલી સપાટ હતી, કાળા રંગનો સુંદર લહેંગો પહેર્યો હતો, અને ઉપર રંગીન દુપટ્ટો ઓઢયો હતો, તે સાવ ભોળી જણાતી હતી. એના નાકની શોભાની ન્હાનીશી નથની અને કાનની વાળીઓ એની સાથે ખેલી રહી હતી. એનાં વિશાળ નયનોમાં બાલપણનું વિસ્મય હંમેશાં હસ્યા કરતું.

તે શહેર-કોટવાલની છોકરી હતી. એના પિતા ખાનબહાદુર નજરૂદ્દીન સાહેબ અત્યંત મશહૂર અને પોતાના કામમાં પાવરધા હતા. જાતમહેનતથી જ તેઓ એક સામાન્ય સિપાઇથી કોટવાલની પાયરીએ ચઢયા હતા. આજે ય એની સફેદ લાંબી દાઢીમાં જુવાનીનો ફાંકો હતો.

કોટવાળીની નજીકમાં ટાઉનહૉલનું વિશાળ મેદાન હતું. હંમેશાં સવારમાં સેંકડો સ્વયંસેવકો એ મેદાનમાં ઊભા રહી "ઝંડા ઉંચા રહે હમારા" ના મધુર નાદથી ચારે તરફનું વાતાવરણ ભરી દેતા. મલકા કોટવાળીની છત પરથી રોજ એ દ્દશ્ય ન્યાળતી, અને કંપી ઊઠતી. દસ વર્ષની બાલિકાનું હૃદય ઉદ્વેગથી ભરાઈ આવતું.

એક દિવસ, બે દિવસ, ચાર દિવસ એણે આ જોયું. પછી એક દિવસ ધીમેથી એણે ચારે તરફ નજર ફેરવી, પોતાના પ્યારા પોપટના પિંજરા પાસે આવી અત્યંત સ્નેહપૂર્વક કહ્યું: "પરબત્તે ! કહો બેટા ! જવાહરલાલ કી જય !" વાક્ય પૂરૂં કરી એના હોઠ બીડાયા એ વખતે એના હૃદયમાં આનન્દના ફુવારા ઊડવા લાગ્યા. એના ગુણવાન પોપટે પોતાના ન્હાના–પરંતુ એકાન્ત મિત્રની વાત માનીને શાન્ત સ્વરે પ્રતિધ્વનિ કર્યો: 'જવાહરલાલ કી જય !"

બસ, બાલિકા નાચી ઊઠી. જે લયના અભાવે એનો રાગ ભ્રષ્ટ થઇ ગયો હતો તેનો આવિર્ભાવ થયો; અને સાથે સાથે સંપૂર્ણ વિષાદ પણ ઉલ્લાસમાં ફેરવાઇ ગયો.

અભ્યાસ કરીને આવતાં જ મલકા પોપટના પિંજરા પાસે ગઇ એ આયા એ જોયું. એણે ગુસ્સે થઇ કહ્યું: "બેટી ! પહેલાં નાસ્તો કરી લે. તું તો રાત દિવસ આ એક જ રમત લઇ બેઠી છે."

"આવી, ઝાલા બીબી–" મલકાએ પિંજરા પાસેથી ખસતાં કહ્યું. આયાનું નામ "ઝાલા" હતું.

"કોઇ વાર હજૂર અચૂક ત્હારા પર ગુસ્સે થશે !" આવી પડનાર ભયનું નાટક દાખવતાં આયાએ કહ્યું, "અને એ બિચારે હું મરી રહી છું, પણ તું તો માનતી જ નથી."

મલકાએ છણકો કરી કહ્યું: "અને હું ક્યારની ઊભી રહી છું, છતાં યે તું નાસ્તો લઇને આવતી નથી. પિતાજી ત્હારા પર ગુસ્સે નહીં થાય?"

નાસ્તાની તાસક લઈને આવતી આયાએ જોયું તો હજુ યે મલકાના હાથમાં પુસ્તકો હતાં. ઝાલાએ નારાજ થતાં કહ્યું: "વાહ રે મલકા! તું ક્યારની તૈયાર થઈ ઊભી છે કે મ્હને દબડાવે છે?"

"જો, હું તો ક્યારની યે તૈયાર છું." હાથમાંનાં પુસ્તકો એક બાજુએ ફેંકતાં મલકાએ હસીને કહ્યું: "આવ બેસ, જો હું બેઠી છું, તું તારા હાથે જ મ્હને ખવડાવ." કહીને મલકા એક ચટાઈ પર બેસી ગઈ.

ઝાલા એને ખવડાવવા લાગી. નાસ્તો કરી લીધા બાદ આજ તે શાન્તિપૂર્વક બેસી મનની સાધારણ પ્રેરણાને વશ બની. અર્ધસ્ફુટ સ્વરે સ્વયંસેવકોનું ગીત ગણગણવા લાગી—

હમ સરેદાર વસદ, શૌક જો ધર કરતે હૈં;
ઊંચા સર કૌમ કા હો, સર યે નજર કરતે હૈં!
સુખ જાએ ન કહીં, પૌદા યે આઝાદી કા;
ખૂન સે અપને ઇસે, ઇસલિયે તર કરતે હૈં!

૨

આષાઢ માસની શરૂઆત થઈ હતી. ક્ષિતિજનાં વાદળો ચિર-સુપ્ત ભારતના આન્દોલનનું ભયંકર અને વિરાટરૂપ દાખવી રહ્યાં હતાં. દેશનું એક–એક બાળક ક્રાન્તિકારી સત્યાગ્રહી બન્યું હતું. કાલ અને આજનું અંતર વિદ્વાનોને માટે અભ્યાસની વસ્તુ બની ગઈ હતી. મલકા સૌ કંઈ જોતી બેઠી બેઠી ભરત ભરી રહી હતી.

"મલકા! શું કરી રહી છે?" એક સુંદર બાળકે પ્રવેશ કરી કહ્યું.

"અરે, હનીફભાઈ? તું અલ્લાહાબાદથી ક્યારે આવ્યો?" મલકાએ ભરત કામમાંથી નજર ફેરવી આશ્ચર્યથી પૂછ્યું.

"પાંચ છ દિવસ થયા, મલકા!" હનીફે ઉત્તર આપ્યો.

હનીફ, મલકાના મામાનો દીકરો હતો. એના મામા અલ્લાહાબાદમાં ધંધો કરતા હતા અને હનીફ ત્યાં જ ભણતો હતો.

"શું હમણાં રજાઓ પડી છે?"–હાથમાંની ચીજો ટીનના ડબ્બામાં મૂકતાં મલકાએ પ્રશ્ન કર્યો.

"રજાઓ તો નથી. પરંતુ શાળાઓ પર પિકેટીંગ ચાલી રહ્યું છે. એ સ્થિતિમાં કોઈ ભણવા કેવી રીતે જઈ શકે?"

"શા માટે હનીફ! ભણવા જતાં એ લોકો શા માટે અટકાવે છે?"

"તું અહીં કાંઈ જોતી નથી મલકા! લોકો આઝાદીને માટે પાગલ બની રહ્યા છે. 'મરી ફીટશું, અથવા તો આઝાદ બનીશું.' આવો મક્કમ નિશ્ચય થઈ ચૂકયો હોય પછી કેવી રીતે ભણવા જવાય?"

મલકા કાંઇ ન બોલી. તે બરાબર સમજી નહોતી. પરંતુ હનીફની બધી વાતો ધ્યાનપૂર્વક સાંભળી રહી હતી. હનીફે ફરીથી કહ્યું: "મલકા! અલ્લાહાબાદમાં મ્હોટા મ્હોટા ઘરની સ્ત્રીઓ શાળાઓ પર પિકેટીંગ કરે છે. શું કહું? સ્મરણ કરતાં રૂંવા ખડાં થાય છે. મ્હેં પણ પિતાજીને કહીને એટલા માટે જ શાળામાં જવાનું બંધ કર્યું છે."

"હં." ધ્યાનભંગ થતી મલકાએ એને મોટેથી પૂછ્યું: "ત્યારે તું આ વર્ષે નહીં ભણવાનો?"

"નહીં મલકા!" હનીફે કહ્યું: "હું તો એમાં કાંઈક કામ કરવા ઇચ્છું છું."

"પિતાજી જાણશે તો ગુસ્સે નહીં થાય, હનીફ? અને તું જેલમાં જઈ શકીશ?" મલકાએ જરા ચિંતાતુર થતાં પૂછ્યું.

"કેમ નહીં જઇ શકું? જવાહરલાલ જેવા જેલમાં જઈ શકે છે તો શું હું કાંઈ એમનાથીયે વધારે સુકુમાર છું? મલકા"! બાળકે આવેગપૂર્વક કહ્યું. એનો ચહેરો તેજસ્વી બન્યો.

"જવાહરલાલ !" બાલિકાએ અત્યંત ઉત્સુકતાથી કહ્યું, પછી કાંઇ વિચાર કરી પુછ્યું: "હનીફ ! તેઓ કેવા છે ? ત્હેં એમને જોયા છે ?"

"ઓહ...મ્હેં તો એમને કેટલી યે વાર જોયા છે, મલકા ! એમનાં વિશાળ નયનો, તેજ ભર્યું મુખમંડળ, આહ ! કરોડપતિ અમીર હોવા છતાં યે તેઓ ગરીબીની પૂજા કરે છે. ચણા ખાઇને દિવસો ગાળવામાં અને ફાટેલાં કપડાં પહેરવામાં એમને જરા પણ ખટકો નથી લાગતો."

બાલિકા ચૂપચાપ સાંભળી રહી હતી. એના હૃદયમાં કોઇ દર્દની છાયા ઘેરાતી હતી. તે વ્યાકુળ બની. એણે પુછ્યું "એમને અત્યંત કષ્ટ પડતાં હશે નહીં ભાઇ ?" એની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં.

"નહીં મલકા, તેઓ ઘણા પ્રસન્ન છે. દેશની ખાતર પોતાનો જાન કુરબાન કરી શકે છે. પણ હવે હું જાઉં મલકા ! પિતાજીને આજે મ્હારે કાગળ પણ લખવો છે."

"અહીં જમીને જજે, હનીફ !" મલકાએ સ્નેહપૂર્વક કહ્યું.

"નહીં મલકા, જવા દે. મ્હારે હજુ કામ છે." કહીને તે ઊઠયો. મલકા પણ એની સાથે સાથે ઊઠીને ઊભી થઇ.

૩

પ્રભાતનાં સુવર્ણ કિરણોમાં કોટવાળીનું પ્રાચીન પીપળાનું ઝાડ ન્હાઈ રહ્યું હતું. એનું પ્રત્યેક પાંદડું નાચી રહ્યું હતું. હર...હરનો મધુર ધ્વનિ એના સંગીતની માફક પવનમાં ગુંજી રહ્યો હતો.

સ્થાનિક મહાસભા સમિતિએ આજ કોટવાળીની સામે જ મીઠાનો કાયદો તોડવાનો નિશ્ચય કર્યો હતો. યથા સમયે તીડના ટોળાની માફક જનસમૂહ રાષ્ટ્રીય ઝંડાની નીચે ઉલ્લાસપૂર્વક ગાતો ગાતો એકત્ર થવા લાગ્યો. થોડીવારમાં તો રાષ્ટ્રીય સંગીતની લહરીઓ આકાશમાં પથરાઇ રહી.

આ તરફ મલકા વરંડામાં અભ્યાસ કરી રહી હતી. એના કોમળ હૃદયમાં ઉત્પાત થવા લાગ્યો. એણે પોતાના વૃદ્ધ શિક્ષકને કહ્યું: "માસ્તર સાહેબ! માથામાં મ્હને આજે સખ્ત દર્દ થાય છે." મલકાએ કારણ બતાવ્યું.

"જા મલકા, ચૂપચાપ સૂઇ જા." કહીને શિક્ષકે એને રજા આપી. બહારના કોલાહલથી અને ભયની આશંકાથી તે કંપી ઊઠયા, અને સૌની નજર ચૂકવી તે ચાલ્યા ગયા.

મલકાનું માથું દુખતું ન હતું. તે કોટવાળીની ઉપર બહારના ઓરડાની બારીમાંથી એકત્ર થયેલી માનવમેદની જોવા લાગી.

સહસા મીઠું બનાવનારાઓનો જથ્થો એક આગેવાનની સરદારી નીચે આવતો નજરે પડયો. એમનાં ગીતને ઝીલતા સ્વયંસેવકો ધીમે પગલે આવતા હતા.

મલકાના હૈયાના સમસ્ત તાર ઝણઝણી ઉઠયા–'સ્વતંત્ર ભારત, સ્વતંત્ર ભારત.'

હાજર રહેલા લોકોએ આગળ વધી એ જથ્થાનું સ્વાગત કર્યું.

"ભારતમાતાની જય!"

મલકાથી પણ ધીમે સ્વરે બોલી જવાયું: 'ભારતમાતાની જય!'

કોટવાળી નજીક રિપેર કામ ચાલતું હતું. ત્હેની ભીંતોને અઢેલીને ઇંટો ને પત્થરોના ઢગલા પડયા હતા. ઇંટોને ગોઠવી ચૂલો બનાવવામાં આવ્યો અને ત્હેના પર કઢાઈ ગોઠવવામાં આવી. મીઠું બનાવવાની શરૂઆત થઇ. સ્વયંસેવકોમાંથી કોઇને ભય કે સંકોચ ન હતો.

પચાસ સાઠ પોલિસો કોટવાળીમાં ઊભા ઊભા આ દ્રશ્ય જોઇ રહ્યા હતા. એમની–પોલિસની સત્તાને તુચ્છ ગણી સ્વયંસેવકો "મહાત્મા ગાંધી કી જય," "ભારતમાતા કી જય" અને "મીઠાનો કાયદો તોડો" વગેરે સૂત્રોની ઘોષણા કરી રહ્યા

"કઢાઇ છીનવી લો"–કોટવાલે પોતાના સિપાઇઓને હુકમ કર્યો. સિપાઇઓ સ્વયંસેવકોના દળ ઉપર તૂટી પડયા; અને કઢાઈ દંડા મારીને ફેંકી દેવાનો પ્રયાસ કર્યો. પરંતુ સ્વયંસેવકો ત્યાં દ્રઢ બનીને બેઠા હતા. સાંકળ બાંધી તેઓ ત્હેની રક્ષા કરી રહ્યા હતાઃ અને તેથી સિપાઇઓના પ્રયત્ન નિષ્ફળ જતા હતા.

ગુસ્સે ભરાયેલા કોટવાળે સિપાઇઓને પડકાર કર્યો. દંડા પર દંડા પડવા લાગ્યા. સ્વયંસેવક ઘાયલ થવા લાગ્યા; કોઇના માથા પર, તો કોઇની છાતી પર પ્રહાર પડવા મંડયા. કેટલાનાં માથાં લોહીથી રંગાયાં. એવામાં એક સિપાઈ કઢાઇ લઈ કોટવાળી તરફ દોડતો નાઠો.

મલકા આ બધું જોઇ રહી હતી. આટલો બધો માર પડવા છતાં યે સ્વયંસેવકો ગૌરવભરી છાતીએ ઊભા હતા એ એણે જોયું. એને ગુસ્સો આવ્યો. ધીમેથી એ બોલીઃ "પિતાજી એમને શા માટે મારે છે?" એનું કોમળ હૃદય વિદ્રોહી ભાવનાઓનું કેન્દ્ર બની ગયું. ન્હાની બાલિકાની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

કેટલા યે સ્વયંસેવકો અને પ્રેક્ષકો ઘવાયા. છતાં યે મીઠું બનાવવાનું ચાલું જ રહ્યું. ત્હેમણે ચૂલા પર બીજી કઢાઇ મૂકી.

પોલિસે ત્રણ વાર લાઠીના પ્રહાર કરી કઢાઇ છીનવી લીધી. લગભગ બધા ય સ્વયંસેવકોને ઇસ્પીતાલમાં ખસેડવા પડયા હતા, પરંતુ જનતામાંથી બીજા માણસો આવીને ફરીથી મીઠું બનાવવાનું ચાલુ કરી દેતા. મીઠું બનાવ્યા વિના ત્યાંથી ખસવામાં ત્હેમની હાર હતી.

ચોથી વાર પોલિસમાં વચ્ચે પડવાની હિંમત ન રહી. આખું ગામ ત્યાં કોટવાળી પાસે આવીને એકઠું થયું હતું. પોલિસ, સત્યાગ્રહનો મુખ્ય ઉદ્દેશ અહિંસા જાણવા છતાં યે ગભરાતી હતી.

મીઠું તૈયાર થયું. સ્વયંસેવકોએ અપાર હર્ષનો અનુભવ કર્યો. મીઠું લોકોમાં વહેંચવામાં આવ્યું અને લોકોએ એના બદલામાં

રૂપિયાની થેલીઓ ભરી આપી. મલકા ઇચ્છા હોવા છતાં યે મીઠું ન મેળવી શકી.

૪

કોટવાલીમાં આજ ૨-૩ સિપાઇ સિવાય કોઇ પણ ન હતું. આયા કારણસર બજારમાં ગઇ હતી. નોકર મલકાનો ઓરડો પાણીથી સાફ કરી રહ્યો હતો અને મલકા ઉપર ચાલી આવી હતી.

મલકાનું હૃદય વ્યાકુળ હતું. એણે શાન્તિપર્વક મીઠું બનાવતા નિર્દોષ સ્વયંસેવકોને માર ખાતા જોયા હતા. મીઠું બનાવવાના મૂળમાં જે રહસ્ય હતું એ તે જાણતી ન હતી; પરંતુ એના પિતાની નિષ્ઠુરતા એના કોમળ દિલમાં ખૂંચી રહી હતી. વળી એના પિતા કેટલા યે દિવસથી સ્નેહનો એક શબ્દ પણ બોલ્યા ન હતા. એનું હૈયું આજે પિતાની વિરૂધ્ધ સળગી ઊઠયું હતું. સમસ્ત જનતા એના પિતાની સામે અપમાનભરી નજરે જોતી હતી.

આજથી શહેરમાં ૧૪૪મી કલમ લાગુ પાડી હતી; અને બીજી બાજુએ સભા ભરવાની જાહેરાત કરવામાં આવી હતી. સભા ભરાતી અટકાવવાને પૂરતો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો, અને મલકા તેથી વારેવારે કાંઇક વિચારમાં પડી જતી. તે પોતાના સ્નેહના અધિકારનો પ્રયોગ કરવા માગતી હતી. એના પિતા એની વિનંતી માન્ય રાખશે એ વાતનો એને પૂરો વિશ્વાસ હતો. એના પર સ્નેહ વર્ષાવતી વખતે તેઓ પોતાની સઘળી કઠોરતા ભૂલી જતા. પ્યારની ભાષામાં જ મલકાએ પોતાના પિતાને ઓળખ્યા હતા. ડુંગરાળ પ્રદેશમાં વિશાળ વૃક્ષની શીતળ છાયા નીચે થઈને કોઇ નિર્મળ જળની કલકલ કરતી ધારા વહેતી હોય, તેમ એમના સ્નેહની એક માત્ર નિર્ઝરિણી મલકા જ હતી. મલકાની દ્રષ્ટિ ટાઉનહૉલમાં જતા માનવ સમુદાયમાં એમને શોધી રહી હતી, અને તેથી ઇચ્છા ન હોવા છતાં યે તે કોટવાળીની ઉપર ફરી રહી હતી. નજીકમાં આવીને જોવાની એનામાં હિંમત ન હતી.

"બેટા ! ઉપર છે !" આયાએ આવી બૂમ પાડી.

"હા. આવું છું !" કહીને મલકા નીચે ઉતરી આવી.

બજારમાંથી લઇ આવેલ વસ્તુઓ આયા ગોઠવી રહી હતી. એવામાં મલકાએ નીચે આવીને કહ્યું: "પેલી બાજુ ઘણી ભીડ છે. ઝાલા ! જરા મ્હને બતાવ !" કહીને એનો હાથ પકડી ખેંચવા લાગી.

ઝાલાએ ઉતાવળે કહ્યું: "નહીં બેટા ! ત્યાં તો મહા આફત છે."

"ના, હું તો જાઉં છું." કહીને મલકા નીકળી.

ઝાલા મલકાને જતી જોઇને ત્હેની પાછળ ચાલી. બજારમાંથી આવતી વખતે હમણાં જ એણે જે દ્રશ્ય જોયું હતું તેથી તે ગભરાઈ રહી હતી. કોટવાળીમાંથી ટાઉનહૉલમાં જવાને માટે એક નાનકડો માર્ગ હતો. બરાબર એના એક છેડે મલકા આવીને ઊભી રહી. એ વખતે સરઘસ આવી રહ્યું હતું. મલકા એ દ્રશ્ય હર્ષથી જોવા લાગી. સરઘસ પાછળના એક જથ્થા તરફ એની નજર પડી તો હનીફ લાલ પટ્ટો પહેરી ગાતો ગાતો એમાં આવી રહ્યો હતો. નજીક આવતાં જ મલકાએ બૂમ પાડી: "હનીફભાઇ ?"

હનીફે પાછા વળી જોયું તો મલકા ઊભી હતી. એણે વગર વિચાર્યે જ કહ્યું: "મલકા તું આવશે ને ?"

મલકાએ ઝાલાની તરફ જોઈ કહ્યું: "હું ત્યાં આવીને શું કરૂં ભાઈ ?"

હનીફે મલકાને ખેંચી લીધી. ઝાલા એને જતાં જોઇને અવાક બની ગઈ. એની જીભ ઉપડી જ નહીં. મલકા દૂર જતાં એને ભાન આવ્યું. તે રડવા લાગી.

મલકા પણ હનીફની સાથે ગાવા લાગી. મેદાનમાં માનવ-સમુદાય એકત્ર થયો હતો. પરંતુ સૌ શાન્ત હતાં. એમનામાં ઉદ્વિગ્નતા,

અધીરતા કે વિદ્રોહની કોઇ ભાવના દ્રષ્ટિગોચર થતી ન હતી. એવામાં સશસ્ત્ર પોલીસની એક ટુકડી અને કેટલાક અમલદારો સાથે જીલ્લા મેજીસ્ટ્રેટ ત્યાં આવીને ઊભા રહ્યા.

મેજીસ્ટ્રેટે આવતાં જ સભા વિખેરી નાખવાની આજ્ઞા આપી. સભાપતિએ સૌને શાન્ત રહેવાનો આદેશ આપ્યો, અને મેજીસ્ટ્રેટને નમ્રતાપૂર્વક એમના હુકમ ન માનવાની સૂચના આપી દીધી. જનતા હર્ષઘેલી બની રહી હતી. એનામાં પોતાની શક્તિનું જ્ઞાન અને આત્મ–મર્યાદાનો ભાવ જાગૃત થઇ રહ્યો હતો. જનતાએ એક અવાજે કહ્યું: "આજે જનતાની આકાંક્ષાને કચડી મારીને ઈંગ્લાંડના વ્યવસાયીઓ અમારા પર અધિકાર ચલાવે એ અસંભવિત છે." અસહાય જનતાનું આવું દુસ્સાહસ સહન કરવું એ અધિકારના ગર્વથી છકેલા મેજીસ્ટ્રેટને માટે અસંભવિત હતું. એમણે અમલદારોને માનવમેદની વિખેરી નાખવાની આજ્ઞા આપી. ઉન્મત્ત ગોરા સિપાઇઓ અને દેશી સિપાઇઓ તીવ્ર પ્રહારથી લોકોને ઘાયલ કરવા લાગ્યા.

મલકા ન્હાનાં બાળકોની ટોળીમાં હાથમાં રાષ્ટ્રપતાકા લઈ ઘુમી રહી હતી. ટોળીનાં બાળકો લાઠીઓની ઝડી વરસતી જોઈ એક બીજા તરફ જોવા લાગ્યાં; અને બીજી જ ક્ષણે સૌએ એક જ અવાજે ઉચ્ચાર્યું: 'મહાત્મા ગાંધી કી જય!' અને ફરીથી એક બાજુ ચાલ્યાં.

મલકા આગળ હતી. એના હાથમાં નાનકડો ઝંડો હતો, અને એની પાછળ એની ટોળી હતી. રાષ્ટ્રીય ગીત ગાતાં સૌ આગળ ધપી રહ્યાં હતાં–કોઇ પણ જાતના ભય વિના.

સર્વથી પહેલાં તો પોલિસે બેઠેલી જનતા પર આક્રમણ કર્યું; પરંતુ લોકોની ન્હાસભાગ શરૂ થતાં લાઠીની ઝડી ચારે તરફ વરસવા લાગી. ગોરા સિપાઇઓ ઘોડા દોડાવી રહ્યા હતા. એમનાં હંટર લગાતાર ગતિએ લોકો પર પડતાં હતાં. પ્રહારો જેમ ફાવે તેમ કરવામાં આવતા હતા, અને ગમે તેના પર તૂટી પડતા. એમાંના

એક તો બાળકોની ટોળી પર પણ પ્રહાર કર્યો. મલકાના હાથમાંનો ઝંડો દૂર જઇને પડયો અને તે હંટરના ઘાથી ઘાયલ થઇ.

" ન્હાસી જાઓ અહીંથી..." ગોરા સારજંટની ધમકી ભરી વાણી નીકળી. તે આગળ વધવા જતો હતો એટલામાં બાળકોએ એક સ્વરે ઉચ્ચાર્યું: " જવાહરલાલ કી જય ! "

મલકા ' જય ' બોલીને અને આંખમાંનાં આંસુ લૂછતાં પોતાના ઝંડાને વળગેલી ધૂળ ખંખેરતી હતી, એવામાં સારજંટે એના પર તૂટી પડી હંટરના પ્રહાર કરવા માંડયા. કેટલાં યે બાળકો આઘાતથી પડી ગયાં. સારજંટ, બાળકોને ડરતાં ન જોઇને ફરી ફરીને પ્રહાર કરવા લાગ્યો.

મલકાએ ગર્વપૂર્વક બૂમ મારી કહ્યું: " મારા, હું અહીંથી નહીં ખસું. જવાહરલાલ કી જય ! " તે ઉશ્કેરાઈ હતી.

એનો ચહેરો લાલચોળ બન્યો હતો. પરંતુ સારજંટની પાછળ એના પિતાને આવતા જોયા; અને તેમને જોતાં તે ઝાંખી પડી ગઈ. મલકા જમીન પર પટકાઇને પડી ત્યાંસુધી એના પર પ્રહાર ચાલુ જ રહ્યા.

" પિતાજી ! " એક દીન અવાજ, એને ઠોકર મારી ચાલ્યા જતા સારજંટના કાનમાં ગુંજી ઊઠ્યો.

મલકાના પિતા વિચલિત થયા. તે ભવિષ્યના અંધકારપૂર્ણ આંગણામાં પોતાનો માર્ગ શોધી રહ્યા હોય તેમ, અવાક બની કાંઇક ઓળખવાની ચેષ્ટા કરી રહ્યા હતા. હનીફ એ મારપીટમાં મલકાને શોધી રહ્યો હતો. તે દોડતો ત્યાં આવી પ્હોંચ્યો. મલકાના મુખમાંથી લોહી નીકળતું એણે જોયું. મલકા બેભાન બની ગઈ હતી અને એના પિતા ઊભા ઊભા એની તરફ જોઈ રહ્યા હતા. ક્ષણભર તે વિચાર વિમૂઢ બની ગયો; પરંતુ તુર્ત જ એણે પૂછ્યું: " હવે શું કરવું છે તે જલ્દી કહો ! " તે વધારે ગંભીર બન્યો.

મલકાની બેભાન સ્થિતિમાં પણ કોઈ સ્મૃતિ ઘેરાઇ રહી હતી. એણે પરિચિત કંઠનો અવાજ સાંભળી આંખો ખોલી. હનીફનો

ચહેરો માથામાંથી નીકળતા લોહીથી રંગાઈ ગયો હતો. મલકાએ પોતાના પિતાને પણ જોયા. એના દર્દમાં કાંઈક શીતલતાનો એને અનુભવ થયો. તે કંપીને ફરીથી બેહોશ બની ગઇ. થોડીવારે તે ફરીથી બોલીઃ "હનીફ! ભાઇ!" અને હેની આંખો ફરીથી મીંચાઇ. મલકાના પિતાએ કહ્યુંઃ "એને ઇસ્પિતાલ..." હેમનાથી વધારે કાંઇ ન બોલી શકાયું. હનીફ એ સાંભળવાને માટે ત્યાં ન હતો.

એમની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં. એ કોલાહલની વચ્ચે તે એકલા ઊભા રહી મલકાને માટે તરફડી રહ્યા હતા. હેમને પોતાની જાતનું ભાન રહ્યું ન હતું. મલકાના શરીરને હલાવી એમણે કેટલી યે વાર બૂમ પાડીઃ "બેટા!"

મલકાના પોપટનું પિંજરું આંગણામાં પડયું હતું. ત્યાં એની સંભાળ લેનારું કોઇ ન હતું. બે દિવસ સુધી હેણે મલકાને માટે એ પિંજરામાં વ્યાકુલ બની તરફડયાં કર્યું.

બીજા દિવસની સાંજે મલકાના પિતાએ આવી દરવાજો ખોલ્યો ત્યારે પોપટે આશાભર્યા પ્રફુલ્લ સ્વરે પોકાર કર્યોઃ "મલકા! જવાહરલાલ કી જય!" તે પ્રત્યુત્તર સાંભળવાને માટે પોતાની બન્ને પાંખો ફેલાવી દરવાજા તરફ જોઈ રહ્યો.

મલકાના પિતાની આંખોમાંથી આંસુ સરવા લાગ્યાં. એ પોપટની વાણીમાં મલકાના વિયોગની જ્વાલા જાણે શ્વાસ લઈ રહી હતી. પોપટની પીડા પોતાની વેદનાની વાણીમાં ગુંજી ઊઠી. તે પીંજરાની પાસે બેસી ઝારઝાર રડવા લાગ્યા. પોપટ તરફડવા લાગ્યો. મલકાના પિતાએ રોતાં રોતાં કહ્યુંઃ "હને છોડીને મલકા ક્યાં ચાલી ગઇ, પરબત્તે?"

પોપટ કાંઈ જ બોલ્યો નહીં મલકાના પિતાનો એને ડર લાગતો હોય એવું એણે અનુભવ્યું.



## વ્યાપારીઓ માટે જાહેર ખબરના ભાવ

અમારી ગ્રન્થમાળાનાં પ્રકાશનોમાં આપવા માટેની જાહેર ખબરોના દર નીચે મુજબ છે.

| વિશ્વદર્શન વાર્તામાળા | એક પુસ્તક | વાર્ષિક |
|---|---|---|
| એક પૃષ્ઠ. | રૂા. ૨૫. | રૂા. ૭૦ |

અમારાં પ્રકાશનો જનતા રસપૂર્વક વાંચે છે, અને પોતાનાં પુસ્તકાલયોમાં પણ રાખે છે. એમાં ત્હમારી જાહેર ખબર આપવાની સોનેરી તક ના ગુમાવશો.

જાહેર ખબર માટેની એજન્સી લેવા ઇચ્છા હોય ત્હેમણે નીચેના સિરનામે મળવું અથવા લખવું.

પ્રકાશક:

**શ્રી પ્રકાશન મન્દિર**

રે. નં. ૨૦૭૮૬. ૫૬૨, રીડરોડ. અમદાવાદ.

